પ્રસિદ્ધ છે, જેને ઇરાવતી પણ કહે છે—તેના તટ પર શ્રાવસ્તી નામનું પ્રસિદ્ધ નગર હતું, જેને આજે સહટમહટ[૪] કહે છે. શ્રાવસ્તીમાં પાર્શ્વનાથની પરંપરાનો એક કેશી નામનો નિર્ગ્રંથ હતો, જેનો મહાવીરના મુખ્ય શિષ્ય ગૌતમ સાથે મેળાપ થયો હતો.[૫] તે જ કેશીએ પએસી નામના રાજાને અને તેના સારથિને ધર્મ પ્રાપ્ત કરાવ્યો હતો.[૬] જૈન આગમમાંની સેયવિયા[૭] એ જ બૌદ્ધ પિટકોમાંની સેતવ્યા હોય તેમ જણાય છે, જે શ્રાવસ્તીથી બહુ દૂર નથી. જ્યારે મહાવીરનો જીવનકાળ આવે છે ત્યારે, વૈશાલી, જે મુજફ્ફરપુર જીલ્લાનું આજનું બસાઢ[૮] છે, અત્યારે વાસુકુંડ[૯] તરીકે ઓળખાતું ક્ષત્રિયકુંડ અને બનિયા તરીકે ઓળખાતું વાણિજ્યગ્રામ[૧૦]—એમાં પાર્શ્વાપત્યિકો મોજૂદ હતા. મહાવીરનાં માતાપિતા પણ પાર્શ્વાપત્યિક કહેવાયાં છે.[૧૧] એમના માતામહ ચેટક અને મોટાભાઈ નંદીવર્ધન વગેરે પાર્શ્વાપત્યિક હોય તો નવાઈ નહીં. ગંગાની દક્ષિણે રાજગૃહી હતું, જેને અત્યારે રાજગિર કહે છે; ત્યાં જ્યારે ધર્મોપદેશ કરતાં કરતાં મહાવીર આવે છે, ત્યારે ગૌતમને મુખે તુંગિયાનિવાસી પાર્શ્વાપત્યિક શ્રાવકો અને પાર્શ્વાપત્યિક થેરો વચ્ચે થયેલી ધર્મચર્ચાની વાત

---

૪. શ્રી. નન્દલાલ ડે.: The Geographical Dictionary of Ancient and Mediaeval India, P. 189.

૫. ઉત્તરાધ્યયનસૂત્ર, અ૦ ૨૩.

૬. રાયપસેણઇય (પં. શ્રી બેચરદાસજી સંપાદિત), પૃ ૩૩૦ વગેરે.

૭. જુઓ, ઉપરનો ગ્રંથ, પૃ. ૨૭૪

૮, ૯, ૧૦. જુઓ—વૈશાલી અભિનંદન ગ્રંથ, પૃ. ૯૨; પંન્યાસ કલ્યાણવિજયજીકૃત શ્રમણ ભગવાન મહાવીરમાં વિહારસ્થલનામ-કોષ; The Geographical Dictionary of Ancient and Mediaeval India.

૧૧. समणस्स णं भगवओ महावीरस्स अम्मापियरो पासावच्चिज्जसमणोवासगा यावि होत्था ।

—આચારાંગ, ૨, ભાવચૂલિકા ૩, સૂત્ર ૪૦૧.

તેઓ સાંભળે છે.[૧૨] તુંગિયા રાજગૃહની નજીકનું જ કોઈ નગર હોવું જોઈએ; પંન્યાસ કલ્યાણવિજયજી એને આધુનિક તુંગી ગામ તરીકે ઓળખાવે છે.[૧૩]

ઉપર પ્રમાણે, સચવાઈ રહેલાં બહુ ઓછાં વર્ણનોને આધારે પણ એટલો નિષ્કર્ષ તો નિર્વિવાદપણે કાઢી શકાય કે મહાવીરના શ્રમણ અને ધર્મોપદેશના વર્ણનમાં મળતા ગંગાના ઉત્તર–દક્ષિણનાં કેટલાંક ગામો–નગરો પાર્શ્વનાથની પરંપરાના નિર્ગ્રંથોનાં પણ વિહાર-ક્ષેત્ર અને ધર્મપ્રચારક્ષેત્ર હતાં. આથી જ રાજગૃહી આદિમાં મહાવીરનો પાર્શ્વાપત્યિકો સાથે મેળાપ થયો હતો, એવું જૈન આગમોમાં ઠેરઠેર વાંચવા મળે છે.

બુદ્ધ પોતે બુદ્ધત્વની પ્રાપ્તિ પહેલાંની પોતાની તપશ્ચર્યા અને ચર્યાનું જે વર્ણન કરે છે, તેને જ્યારે આપણે તત્કાલીન નિર્ગ્રંથ આચાર[૧૪] સાથે સરખાવીએ છીએ, જ્યારે કપિલ વસ્તુના નિર્ગ્રંથ શ્રાવક વપ્પ શાક્યનો નિર્દેશ ધ્યાનમાં લઈએ છીએ તથા બૌદ્ધ પિટકોમાં મળતા ખાસ આચાર અને તત્ત્વજ્ઞાન સંબંધી કેટલાક પારિભાષિક શબ્દો,[૧૫] જે કેવળ નિર્ગ્રંથ પ્રવચનમાં જ મળે છે—એ

---

૧૨. ભગવતી, ૨, ૫.

૧૩. શ્રમણ ભગવાન મહાવીર, પૃ. ૩૭૧.

૧૪. તુલના–દશવૈકાલિક, અ૦ ૩, ૫-૧ અને મજ્ઝિમનિકાય, મહાસિંહનાદસુત્ત.

૧૫. પુગ્ગલ, આસવ, સંવર, ઉપોસથ, સાવક, ઉવાસગ ઇત્યાદિ.

'પુગ્ગલ' શબ્દ બૌદ્ધ પિટકમાં પહેલેથી જ જીવ વ્યક્તિનો બોધક રહ્યો છે (મજ્ઝિમનિકાય ૧૧૪). જૈન પરંપરામાં એ શબ્દ સામાન્ય રીતે જડ પરમાણુઓના અર્થમાં રૂઢ થઈ ગયો છે. તેમ છતાં ભગવતી, દશવૈકાલિકના પ્રાચીન સ્તરોમાં તેનો બૌદ્ધપિટકસ્વીકૃત અર્થ પણ સચવાઈ રહ્યો છે. ભગવતીના ૮-૧૦-૩૬૧માં ગૌતમના પ્રશ્નના જવાબમાં મહાવીરને મુખે કહેવડાવવામાં આવ્યું છે કે જીવ 'પોગ્ગલી' પણ છે અને 'પોગ્ગલ' પણ. આ જ રીતે ભગવતીના ૨૦-૨માં જીવતત્ત્વના

બધાનો વિચાર કરીએ છીએ, ત્યારે એમ માનવામાં કોઈ ખાસ

અભિવચન–પર્યાય તરીકે 'પુદ્‌ગલ' પદ આવે છે. દશવૈકાલિક ૫-૧-૭૩માં 'પોગ્ગલ' શબ્દ 'માંસ' અર્થમાં વપરાયો છે, જે જીવનધારીના શરીર સાથે સંબંધ ધરાવે છે. નોંધવા લાયક વાત એ છે કે તે શબ્દ જૈન–બૌદ્ધ શ્રુત સિવાયના બીજા કોઈ પણ પ્રાચીન ઉપલબ્ધ શ્રુતમાં જોવા મળતો નથી.

'આસવ' અને 'સંવર' એ બે શબ્દો પરસ્પર વિરોધાર્થી છે. આસવ ચિત્ત કે આત્માના ક્લેશનું સૂચન કરે છે, જ્યારે સંવર તેના નિવારણ અને નિવારણના ઉપાયનું સૂચન કરે છે. આ બંને શબ્દો પહેલેથી જૈન આગમ અને બૌદ્ધ પિટકમાં સમાન અર્થમાં જ વપરાયેલા જોવા મળે છે ( તત્ત્વાર્થાધિગમસૂત્ર ૬-૧, ૨; ૮-૧; ૯-૧; સ્થાનાંગ-સૂત્ર ૧ સ્થાન; સમવાયાંગસૂત્ર ૫ સમવાય; મજ્ઝિમનિકાય ૨. )

'ઉપોસથ' શબ્દ ગૃહસ્થોના ઉપવ્રત-વિશેષનો સૂચક છે, જે પિટકોમાં આવે છે ( દીઘનિકાય ૨૬ ). તેનું જ એક રૂપ પોસહ કે પોસધ પણ છે, જે આગમોમાં પહેલેથી જ વપરાતું જોવામાં આવે છે ( उवासगदसाओ ).

'સાવગ' અને 'ઉવાસગ' એ બંને શબ્દો કોઈ ને કોઈ રીતે પિટક ( દીઘનિકાય ૪ ) તથા આગમોમાં પહેલેથી જ પ્રચલિત છે. જો-કે બૌદ્ધ પરંપરામાં 'સાવગ'નો અર્થ 'બુદ્ધના સાક્ષાત્ ભિક્ષુ-શિષ્ય' ( મજ્ઝિમનિકાય ) એવો થાય છે, જ્યારે જૈન પરંપરામાં તે 'ઉપાસક'ની જેમ ગૃહસ્થ અનુયાયીના અર્થમાં જ પ્રચલિત છે.

કોઈ વ્યક્તિ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને ભિક્ષુ બને છે, ત્યારે એ અર્થ સૂચવવા એક વાક્ય રૂઢ છે, જે પિટક અને આગમ બંનેમાં મળે છે. એ વાક્ય છે, " *अगारस्मा अनगारियं पव्वज्जन्ति* " ( મહાવગ્ગ ), અને " आगाराओ अणगारियं पव्वइत्तए " ( ભગવતી ૧૧-૧૨-૪૩૧ ).

અહીં તો ફક્ત નમૂના રૂપે જ થોડા શબ્દોની તુલના કરી છે; બાકી એના વિસ્તાર માટે સારો એવો અવકાશ છે. ઉપર સૂચવેલા શબ્દોના અર્થનું સાદૃશ્ય ઠીકઠીક જૂનું છે. તે અકસ્માત્ હોય એવો સંભવ જ નથી. આથી આના મૂળમાં ક્યાંક ને ક્યાંક પહોંચીને એકતા શોધી કાઢવી જોઈએ, સંભવતઃ તે પાર્શ્વનાથના પરંપરાનું જ સૂચન કરે છે.

સંદેહ નથી રહેતો કે બુદ્ધે, ભલે થોડા જ વખત માટે, પાર્શ્વનાથની પરંપરાને સ્વીકારી હતી. અધ્યાપક ધર્માનન્દ કૌશાંબીએ પણ પોતાના અંતિમ પુસ્તક 'पार्श्वनाथाचा चातुर्याम धर्म' (પૃ૦ ૨૪, ૨૬)માં આવી જ માન્યતાનું સૂચન કર્યું છે.

બુદ્ધ મહાવીરની પહેલાં જન્મ્યા અને એમની પહેલાં જ નિર્વાણ પામ્યા. બુદ્ધે નિર્ગ્રંથોના તપઃપ્રધાન આચારોની ઉપેક્ષા[૧૬] કરી છે અને પૂર્વ-પૂર્વના ગુરુઓની ચર્યા તથા તત્ત્વજ્ઞાનનો માર્ગ છોડીને, પોતાના અનુભવથી, એક નવો વિશિષ્ટ માર્ગ સ્થાપ્યો છે, ગૃહસ્થ અને ત્યાગી સંઘની નવીન રચના કરી છે; જ્યારે મહાવીરે આવું કંઈ કર્યું નથી. મહાવીરનો પિતૃધર્મ પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથોનો છે. એમણે ક્યાંય પણ તે નિર્ગ્રંથોના મૌલિક આચારો અને તત્ત્વજ્ઞાનની જરા પણ ઉપેક્ષા નથી કરી; ઊલટું નિર્ગ્રંથોની પરંપરાના એ જ આચારવિચારોને અપનાવીને પોતાના જીવન દ્વારા તે સર્વનાં સંશોધન, પરિવર્ધન અને પ્રચાર કર્યાં છે. આથી આપણે એ માનવું જ પડે છે કે મહાવીર પાર્શ્વનાથની પરંપરામાં દીક્ષિત થયા હતા—પછી ભલેને તેઓ એક વિશિષ્ટ નેતા બન્યા હોય. મહાવીર તત્કાલીન પાર્શ્વાપત્યિક પરંપરામાં જ થયા, એ જ કારણે તેમને પાર્શ્વનાથની પરંપરાનો સંઘ, પાર્શ્વનાથની પરંપરાના આચારવિચાર અને પાર્શ્વનાથની પરંપરાનાં શ્રુત વારસામાં મળ્યાં, જેનું સમર્થન નીચેનાં પ્રમાણોથી થાય છે.

સંઘ—

ભગવતી (૧-૯-૭૬) * માં કાલાસવેસી નામના પાર્શ્વાપત્યિકનું

૧૬. મજ્ઝિમનિકાય, મહાસિંહનાદસુત્ત.

* આ 'સંઘ' વિભાગમાં નિર્દિષ્ટ ભગવતી-વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, સૂત્રકૃતાંગ અને ઉત્તરાધ્યયનના મૂળ પાઠો માટે જુઓ આ લેખના અંતે આપેલ પરિશિષ્ટ.

વર્ણન છે, જેમાં કહેવામાં આવ્યું છે કે તે કેટલાક સ્થવિરોને મળ્યો અને એણે સામાયિક, સંયમ, પ્રત્યાખ્યાન, કાયોત્સર્ગ, વિવેક વગેરે ચારિત્રસંબંધી બાબતો વિશે પ્રશ્નો કર્યા. સ્થવિરોએ એ પ્રશ્નોનો જે જવાબ આપ્યો, જે પરિભાષામાં આપ્યો અને કાલાસવેસીએ જે પ્રશ્ન જે પરિભાષામાં કર્યો છે, તેનો વિચાર કરતાં તે પ્રશ્નો અને પરિભાષાઓ, એ સઘળું જૈન પરિભાષા સાથે જ સંબદ્ધ છે, એમ આપણને નિશ્ચિત રીતે લાગે છે. થેરોના જવાબથી કાલાસવેસીનું સમાધાન થાય છે ત્યારે તે મહાવીર દ્વારા નવસંશોધિત પંચમહાવ્રત અને સપ્રતિક્રમણ ધર્મનો સ્વીકાર કરે છે, અર્થાત્ તે મહાવીરના સંઘનો એક સભ્ય બને છે.

ભગવતી (૫–૯–૨૨૬)માં કેટલાક થેરોનું વર્ણન છે. તેઓ રાજગૃહીમાં મહાવીર પાસે મર્યાદા સાથે જાય છે અને તેમને આ પરિમિત લોકમાં અનંત રાત્રિ–દિવસ અને પરિમિત રાત્રિ–દિવસ વિશે પ્રશ્ન પૂછે છે. મહાવીર પાર્શ્વનાથનો ઉલ્લેખ કરીને જવાબ આપે છે કે પુરિસાદાણીય પાર્શ્વે લોકનું સ્વરૂપ પરિમિત જ કહ્યું છે. પછી તેઓ અપેક્ષાભેદથી રાત્રી–દિવસની અનંત અને પરિમિત સંખ્યાનો ખુલાસો કરે છે. ખુલાસો સાંભળીને થેરોને મહાવીરના સર્વજ્ઞપણાની પ્રતીતિ થાય છે, ત્યારે તેઓ વંદન–નમસ્કારપૂર્વક તેમનું શિષ્યત્વ સ્વીકારે છે, અર્થાત્ પંચમહાવ્રતો અને સપ્રતિક્રમણધર્મના અંગીકાર દ્વારા મહાવીરના સંઘના સભ્ય બને છે.

ભગવતી (૯–૩૨–૩૭૮, ૩૭૯)માં ગાંગેય નામના પાર્શ્વાપત્યિકનું વર્ણન છે. તે વાણિજ્યગ્રામમાં મહાવીર પાસે જઈને તેમને જીવોની ઉત્પત્તિ અને ચ્યવન વગેરે વિશે પ્રશ્ન પૂછે છે. મહાવીર જવાબની શરૂઆતમાં જ કહે છે કે પુરિસાદાણીય પાર્શ્વે લોકનું સ્વરૂપ શાશ્વત કહ્યું છે. આથી જ હું ઉત્પત્તિ–નાશ વગેરેનો ખુલાસો અમુક રીતે કરું છું. ગાંગેય ફરી પ્રશ્ન કરી છે કે આપ જે કહો છો તે કોઈનું

સાંભળીને કે જાતે જાણીને? અહીં મહાવીરના મુખે કહેવડાવવામાં આવ્યું છે કે હું કેવલી છું; જાતે જ જાણું છું. ગાંગયને સર્વજ્ઞપણાની પ્રતીતિ થાય છે, પછી તે ચાતુર્યામિક ધર્મથી પંચમહાવ્રત સ્વીકારવાની પોતાની ઇચ્છા દર્શાવે છે, અને અંતે સપ્રતિક્રમણ પંચમહાવ્રત સ્વીકારીને મહાવીરના સંઘનો સભ્ય બને છે.

સૂત્રકૃતાંગના નાલંદીયા અધ્યયન (૨–૭–૭૧, ૭૨, ૮૧)માં પાર્શ્વાપત્યિક ઉદક પેઢાલનું વર્ણન છે, જેમાં કહેવામાં આવ્યું છે કે નાલંદાના એક શ્રાવક લેપની ઉદકશાળામાં જ્યારે ગૌતમ હતા ત્યારે તેમની પાસે તે પાર્શ્વાપત્યિક આવ્યો અને તેણે ગૌતમને કેટલાક પ્રશ્નો પૂછ્યા. એનો એક પ્રશ્ન એ હતો કે તમારા કુમાર–પુત્ર વગેરે નિર્ગ્રંથો ગૃહસ્થોને સ્થૂળ વ્રતનો સ્વીકાર કરાવે છે એ ઉપરથી શું એવું સાબિત નથી થતું કે નિષિદ્ધ હિંસા સિવાય અન્ય હિંસક પ્રવૃત્તિઓમાં સ્થૂળ વ્રત આપનારા નિર્ગ્રંથની અનુમતિ છે? અમુક હિંસા ન કરો, એવી પ્રતિજ્ઞા કરાવવાથી બાકીની હિંસામાં તમારી અનુમતિ છે, એવું આપોઆપ ફલિત થાય છે. આવા પ્રશ્નોના જવાબ ગૌતમે વિસ્તારથી આપ્યા છે. જ્યારે ઉદક પેઢાલને ગૌતમનો જવાબ સયુક્તિક છે એવી પ્રતીતિ થાય છે ત્યારે તે ચાતુર્યામ ધર્મથી પંચમહાવ્રત સ્વીકારવાની ઇચ્છા દર્શાવે છે. પછી ગૌતમ પોતાના નાયક જ્ઞાતપુત્ર મહાવીર પાસે તેને લઈ જાય છે. ત્યાં જ ઉદક પેઢાલ પંચમહાવ્રત સપ્રતિક્રમણ ધર્મનો અંગીકાર કરીને મહાવીરના સંઘમાં જોડાય છે. ગૌતમ અને ઉદક પેઢાલની વચ્ચે થયેલી વિસ્તૃત ચર્ચા મનોરંજક છે.

ઉત્તરાધ્યયનના ૨૩મા અધ્યયનમાં પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ કેશી અને મહાવીરના મુખ્ય શિષ્ય ઇન્દ્રભૂતિ, એ બંનેના શ્રાવસ્તીમાં થયેલ મિલનની અને આચારવિચારના કેટલાક મુદ્દા પર વાતચીત થયાની વાત કહેવામાં આવી છે. પાર્શ્વાપત્યિક કેશીને પ્રભાવશાળી નિર્ગ્રંથ તરીકે ઓળખાવેલ છે; ઇન્દ્રભૂતિ તો મહાવીરના મુખ્ય અને સાક્ષાત્ શિષ્ય જ છે. તેમની ચર્ચાના વિષયો તો અનેક છે, પણ અહીં એ જ

વિષયો પ્રસ્તુત છે. કેશી ગૌતમને પૂછે છે કે પાર્શ્વનાથે ચાર યામનો ઉપદેશ આપ્યો, જ્યારે વર્ધમાન–મહાવીરે પાંચ યામ–મહાવ્રતનો, આમ કેમ? એ જ રીતે પાર્શ્વનાથે સચેલ–સવસ્ત્ર ધર્મ બતાવ્યો, જ્યારે મહાવીરે અચેલ–અવસન ધર્મ, એમ કેમ? ઇન્દ્રભૂતિએ આના જવાબમાં કહ્યું કે[૧૭] તત્ત્વદૃષ્ટિએ ચાર યામ અને પાંચ મહાવ્રતમાં કંઈ જ ભેદ નથી; કેવળ વર્તમાન સમયની ઓછી અને અવળી સમજને જોઈને મહાવીરે વિશેષ ચોખવટ ખાતર ચારને બદલે પાંચ મહાવ્રતનો ઉપદેશ આપ્યો છે. અને મોક્ષનું ખરું કારણ તો આંતર જ્ઞાન, દર્શન અને શુદ્ધ ચારિત્ર્ય જ છે; વસ્ત્રનું હોવું ન હોવું એ તો લોકદૃષ્ટિ છે. ઇન્દ્રભૂતિના મૂળગામી જવાબની યથાર્થતા જોઈને કેશી પંચમહાવ્રત સ્વીકારે છે અને એ રીતે મહાવીરના સંઘના એક સભ્ય બને છે.

ઉપરનાં થોડાંક અવતરણો એટલું સમજવા માટે પૂરતાં છે કે મહાવીર અને તેમના શિષ્ય ઇન્દ્રભૂતિનું અનેક સ્થળે પાર્શ્વાપત્યિકો સાથે મિલન થાય છે. ઇન્દ્રભૂતિ સિવાયના મહાવીરના અન્ય શિષ્યો પણ પાર્શ્વાપત્યિકોને મળે છે. મિલન સમયે પરસ્પર ચર્ચા પણ થાય છે. એ ચર્ચા મુખ્યત્વે કરીને સંયમનાં જુદાં જુદાં અંગોના અર્થ વિશે અને તત્ત્વજ્ઞાનનાં કેટલાંક મંતવ્યો વિશે થાય છે. મહાવીર જવાબ આપતી વેળાએ પાર્શ્વનાથના મંતવ્યનો આધાર પણ લે છે, અને પાર્શ્વનાથને "પુરિસાદાણીય" અર્થાત્ "પુરુષોમાં આદેય" એવું સન્માનભર્યું વિશેષણ આપીને એમના પ્રત્યે હાર્દિક આદરભાવ વ્યક્ત કરે છે, અને પાર્શ્વ પ્રત્યે નિષ્ઠા રાખનારા તેમની પરંપરાના નિર્ગ્રંથોને પોતા તરફ આકર્ષે છે. પોતાની પરીક્ષામાં મહાવીરને પાર ઊતર્યા જોઈને પાર્શ્વાપત્યિકો પણ તેમના સંઘમાં દાખલ થાય છે; અર્થાત્ તેઓ પાર્શ્વનાથની પરંપરાના સંઘ અને મહાવીરના

૧૭. ઉત્તરાધ્યયન, અ૦ ૨૩, શ્લોક ૨૩-૩૨.

નવસ્થાપિત સંઘ, એ બંનેને જોડનારી કડીરૂપ બને છે. આથી એમ માનવું પડે છે કે મહાવીરે જે સંઘની રચના કરી તેનો પાયો પાર્શ્વનાથની સંઘપરંપરા છે.

જોકે કેટલાય પાર્શ્વાપત્યિકો મહાવીરના સંઘમાં દાખલ થયા, છતાં પણ કેટલાક પાર્શ્વાપત્યિકો એવા પણ હતા, જેઓ મહાવીરના સંઘમાં દાખલ થયાનો નિર્દેશ થયેલો નથી. આનું ઉદાહરણ ભગવતી ૨–૫ માં આ પ્રમાણે છે. તુંગીયા નામના નગરમાં ૫૦૦ પાર્શ્વાપત્યિક શ્રમણો પધારે છે. ત્યાંના તત્ત્વજ્ઞ શ્રમણોપાસકો એમનો ઉપદેશ સાંભળે છે. પાર્શ્વાપત્યિક સ્થવિર તેમને ચાર યામ વગેરેનો ઉપદેશ આપે છે. શ્રાવકો ઉપદેશથી પ્રસન્ન થાય છે અને ધર્મમાં સ્થિર થાય છે. તેઓ સ્થવિરોને સંયમ, તપ વગેરે વિશે તથા તેના ફળ વિશે પ્રશ્નો કરે છે. પાર્શ્વાપત્યિક સ્થવિરોમાંથી કાલિયપુત્ત, મેહિલ, આનન્દરક્ખિય અને કાસવ–એ ચાર સ્થવિરો પોતપોતાની દૃષ્ટિએ જવાબ આપે છે. પાર્શ્વાપત્યિક સ્થવિરો અને પાર્શ્વાપત્યિક શ્રમણોપાસકો વચ્ચે તુંગીયામાં થયેલા આ પ્રશ્નોત્તરના સમાચાર ઇન્દ્રભૂતિ રાજગૃહીમાં સાંભળે છે અને પછી મહાવીરને પૂછે છે કે—"આ પાર્શ્વાપત્યિક સ્થવિરો પ્રશ્નોના જવાબ આપવામાં સમર્થ છે?" મહાવીર સ્પષ્ટ કહે છે–"તેઓ સમર્થ છે. તેમણે આપેલા જવાબ સાચા છે; હું પણ એ જ જવાબ આપત." આ સંવાદકથામાં એવો કોઈ નિર્દેશ નથી કે તુંગીયાવાળા પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથો કે શ્રમણોપાસકો મહાવીરના સંઘમાં દાખલ થયા. જો તેઓ દાખલ થયા હોત તો આવડા મોટા પાર્શ્વાપત્યિક સંઘના મહાવીરના સંઘમાં જોડાવાની વાત સમકાલીન કે ઉત્તરકાલીન આચાર્યો ભાગ્યે જ ભૂલ્યા હોત.

અહીં એક વાત ખાસ ધ્યાન આપવા લાયક છે કે પાર્શ્વાપત્યિક શ્રમણો ન તો મહાવીર પાસે આવ્યા છે, ન તો તેમના સંઘમાં જોડાયા છે, છતાં પણ મહાવીર તેમના જવાબની સચ્ચાઈ અને ક્ષમતાનો સ્પષ્ટ સ્વીકાર કરે છે.

ધ્યાન આપવા જેવી બીજી વાત એ છે કે જે પાર્શ્વાપત્યિકો મહાવીરના સંઘમાં આવ્યા, તેઓ પણ મહાવીરના સર્વજ્ઞપણાની પૂરી પ્રતીતિ કર્યા બાદ જ તેમને વિધિપૂર્વક વંદન-નમસ્કાર—"तिक्खुत्तो आयाहिणं पयाहिण वन्दामि"—કરે છે; તે પહેલાં તો તેઓ માત્ર શિષ્ટતાપૂર્વક તેમની પાસે આવે છે—"अदूरसामंते ठिच्चा."

ઉપલબ્ધ આગમોમાં પાર્શ્વનાથની પરંપરાની ત્યાગી અને ગૃહસ્થ વ્યક્તિઓ સાથે સંબંધ ધરાવતી જે કંઈ સામગ્રી છે, તેને યોગ્ય રીતે સંકલિત અને વ્યવસ્થિત કરીને પાર્શ્વનાથના મહાવીરકાલીન સંઘનું સમગ્ર ચિત્ર પં. દલસુખ માલવણિયાએ પોતાના એક અભ્યાસપૂર્ણ લેખમાં વીસ વર્ષ પહેલાં દોર્યું છે, જે આ પ્રસંગે વિશેષ રીતે દૃષ્ટિ સમક્ષ લાવવું જોઈએ. આ લેખ "જૈન પ્રકાશ"ના "ઉત્થાન-મહાવીરાંક"માં છપાયો છે.

**આચાર**

હવે આપણે આચારના વારસાના પ્રશ્ન પર આવીએ છીએ. પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથોનો આચાર બાહ્ય-આભ્યન્તર બે રૂપે જોવા મળે છે. અનગારત્વ, નિર્ગ્રંથત્વ, સચેલત્વ, ટાઢ-તાપ વગેરેનો પરિષહ સહન કરવો, વિવિધ પ્રકારનાં ઉપવાસવ્રતો અને કઠોર નિયમો ઇત્યાદિ બાહ્ય આચાર છે. સામાયિક-સમત્વ યા સમભાવ, પચ્ચક્ખાણ-ત્યાગ, સંયમ-ઇન્દ્રિયનિયમન, સંવર-કષાયનિરોધ, વિવેક-અલિપ્તતા યા સદ્-સદ્‌વિવેક, વ્યુત્સર્ગ-મમત્વત્યાગ, હિંસા-અસત્ય-અદત્તાદાન-અને બહિદ્ધાદાણથી વિરતિ ઇત્યાદિનો આભ્યંતર આચારમાં સમાવેશ થાય છે.

આ પહેલાં કહેવામાં આવ્યું છે કે બુદ્ધે ગૃહત્યાગ બાદ નિર્ગ્રંથ આચારોનું પણ પાલન કર્યું હતું. પોતે આચરેલા નિર્ગ્રંથઆચારોનો બુદ્ધે સંક્ષેપમાં જે નિર્દેશ કર્યો છે, તેને પાર્શ્વાપત્યિકોની ચર્યાના ઉપલબ્ધ વર્ણન સાથે[૧૮] તેમ જ મહાવીરે આચરેલ બાહ્ય ચર્યા[૧૯]

૧૮. જુઓ, પાદટીપ નં. ૧૪.
૧૯. આચારાંગ, અ૦ ૯.

સાથે સરખાવતાં સંદેહરહિતપણે લાગે છે કે મહાવીરને નિર્ગ્રંથ યા અનગાર ધર્મની બાહ્ય ચર્યા પાર્શ્વાપત્યિક પરંપરામાંથી મળી છે— ભલે તેમણે દેશકાળ અનુસાર તેમાં થોડું-ઝાઝું પરિવર્તન કર્યું હોય. ભગવાન મહાવીરના આભ્યંતર આચારો પણ પાર્શ્વાપત્યિકોમાં પ્રચલિત હતા તેવા જ છે. જ્યારે કાલાસવેસીપુત્ત જેવા પાર્શ્વાપત્યિક આભ્યંતર ચારિત્ર સંબંધી પારિભાષિક શબ્દોનો અર્થ પૂછે છે ત્યારે મહાવીરના અનુયાયી સ્થવિર, પાર્શ્વાપત્યિક પરંપરામાં પ્રચલિત એવો જ જવાબ આપે છે.

નિર્ગ્રંથોના બાહ્ય-આભ્યંતર આચાર-ચારિત્ર, પાર્શ્વપરંપરા દ્વારા વારસારૂપે મળવા છતાં મહાવીરે એમાં જે સુધારા કર્યા તે પણ આગમોના વિશ્વાસપાત્ર પ્રાચીન સ્તરમાં સચવાયા છે. સંઘના વારસા સંબંધી અગાઉ આવી ગયેલ વર્ણનમાં સૂચવવામાં આવ્યું છે કે જે જે પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથોએ મહાવીરના નેતૃત્વને સ્વીકાર્યું, તે બધાએ સપ્રતિક્રમણ પાંચ મહાવ્રતો સ્વીકાર્યાં. પાર્શ્વનાથની પરંપરામાં ચાર યામ હતા એટલે પાર્શ્વનાથનો નિર્ગ્રંથધર્મ ચાતુર્યામ તરીકે ઓળખાતો હતો. આનું સમર્થન બૌદ્ધ પિટક દીઘનિકાયના સામઞ્ઞફલસુત્તમાં નિર્ગ્રંથ માટે વાપરેલા "चातु-याम-सवर-संवुतो" એ વિશેષણ દ્વારા થાય છે. જોકે બૌદ્ધ પિટક સંગ્રાહકોએ એ સૂત્રમાં ચાતુર્યામ ધર્મનું વર્ણન જ્ઞાતપુત્ર મહાવીરના મુખમાં મૂક્યું છે, પણ એટલે અંશે તેઓ ભ્રાન્ત હોય તેમ લાગે છે. પાર્શ્વાપત્યિક પરંપરા બુદ્ધના સમયમાં હયાત પણ હતી અને બુદ્ધ તથા તેમના કેટલાક અનુયાયીઓ તેનાથી પરિચિત પણ હતા. આથી તેઓ ચાતુર્યામ વિશે જ જાણતા હતા. મહાવીર, જેઓ પાર્શ્વાપત્યિકોમાંના જ એક હતા, તેમણે ચાતુર્યામને સ્થાને પાંચ યમ યા પાંચ મહાવ્રતનું પરિવર્તન કર્યું. પાર્શ્વાપત્યિક પરંપરાની દૃષ્ટિએ આ પરિવર્તન ભલે વિશેષ-મહત્ત્વનું હોય, પરંતુ નિર્ગ્રંથ સિવાયની બીજી સમકાલીન બૌદ્ધ જેવી શ્રમણ પરંપરાઓને માટે આ બાબત કોઈ વિશેષ ધ્યાન આપવા જેવી ન હતી. જે પરિવર્તન કોઈ

એક ફિરકાની આંતરિક બાબતરૂપ હોય. તેની ખબર અન્ય પરંપરાઓને મોટે ભાગે તરત મળતી નથી. બુદ્ધની સામે તો જ્ઞાતપુત્ર મહાવીર જ સમર્થ પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ હતા, તેથી બૌદ્ધ ગ્રંથમાં પાર્શ્વાપત્યિક પરંપરાનો ચતુર્યામ ધર્મ મહાવીરના મુખે જ કહેવડાવવામાં આવે તે સ્વાભાવિક છે. પરંતુ આ વર્ણન પરથી એટલું તો નિર્વિવાદપણે સાબિત થાય છે કે પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથો પહેલાં ચાતુર્યામ ધર્મના અનુયાયી હતા, અને મહાવીરના સંપર્કને લીધે એ પરંપરામાં પંચ યમ દાખલ થયા. બીજો સુધારો મહાવીરે સપ્રતિક્રમણ ધર્મ દાખલ કરીને કર્યો છે; આ સુધારો એ નિર્ગ્રંથ પરંપરાનો આંતરિક સુધારો છે. સંભવતઃ આ કારણે જ બૌદ્ધ ગ્રંથોમાં આનો કોઈ નિર્દેશ નથી.

બૌદ્ધ ગ્રંથોમાં[૨૦] પૂરણકાસ્યપ દ્વારા કરવામાં આવેલા નિર્ગ્રંથના વર્ણનમાં "एकशाटक" વિશેષણ આવે છે; "अचेल" વિશેષણ આજીવક સાથે જાય છે. નિર્ગ્રંથનું "एकशाटक" વિશેષણ મુખ્યત્વે પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથનું સૂચન કરે છે. આચારાંગમાં વર્ણવેલ મહાવીરના સૌથી વધુ વિશ્વાસપાત્ર જીવન-અંશ પરથી એ તો આપણે જાણીએ જ છીએ કે મહાવીરે ગૃહત્યાગ કર્યો તે વખતે એક વસ્ત્ર-ચેલ ધારણ કર્યું હતું. ક્રમે કરીને તેમણે તેનો હમેશને માટે ત્યાગ કર્યો અને સંપૂર્ણ અચેલત્વનો સ્વીકાર કર્યો.[૨૧] એમની આ અચેલત્વની ભાવના મૌલિક હોય અથવા તો આસપાસની (પારિપાર્શ્વિક) પરિસ્થિતિમાંથી ગ્રહણ કરીને આત્મસાત્ કરી હોય, એ પ્રશ્ન અહીં અપ્રસ્તુત છે; અહીં

---

૨૦. અંગુત્તરનિકાય, છક્કનિપાત, ૨-૧.

૨૧. णो चेविमेण वत्येण पिहिस्सामि तंसि हेमंते ।
से पारए आवकहाए एयं खु अणुधम्मियं तस्स ॥ २ ॥
संवच्छरं साहियं मासं जं न रिकासि वत्यगं भगवं ।
अचेलए तओ चाइ तं वोसिज्ज वत्यमणगारे ॥ ४ ॥
—આચારાંગ, ૧-૯-૧.

તો પ્રસ્તુત એટલું જ છે કે મહાવીરે સચેલત્વમાંથી અચેલત્વ તરફ પ્રયાણ કર્યું. આને ધ્યાનમાં રાખતાં બૌદ્ધ ગ્રંથોમાંના નિર્ગ્રંથના વિશેષણ 'एकशाटक'નું તાત્પર્ય આપણને સહેલાઈથી સમજાય છે. તે એ કે પાર્શ્વાપત્યિક પરંપરામાં નિર્ગ્રંથો માટે મર્યાદિત વસ્ત્રધારણ વર્જિત નહોતું; જ્યારે મહાવીરે વસ્ત્રધારણની બાબતમાં અનેકાન્ત દૃષ્ટિનો ઉપયોગ કર્યો હતો. એમણે દરેકની શક્તિ અને રુચિ મુજબ સચેલત્વ અને અચેલત્વ એ બંનેને નિર્ગ્રંથ સંઘમાં સ્થાન આપ્યું હતું. "पार्श्वनाथाचा चातुर्याम धर्म"માં અધ્યાપક ધર્માનંદ કૌશાંબીએ પણ આ જ મત રજૂ કર્યો છે. આથી જ ઉત્તરાધ્યયનના કેશી–ગૌતમ–સંવાદમાં આપણને અચેલ અને સચેલ ધર્મનો સમન્વય જોવા મળે છે. એમાં ખાસ કહેવામાં આવ્યું છે કે મોક્ષ માટે મુખ્ય અને પારમાર્થિક લિંગ–સાધન જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપી આધ્યાત્મિક સંપત્તિ જ છે. અચેલત્વ અથવા સચેલત્વ એ તો લૌકિક–બાહ્ય લિંગમાત્ર જ છે, પારમાર્થિક નથી.

ભગવતી આદિમાં વર્ણવેલા પાર્શ્વાપત્યિકોના પરિવર્તન દ્વારા આ વાતનું સ્પષ્ટ સમર્થન થાય છે. મહાવીરના સંઘમાં જોડાનાર કોઈ પણ પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથના પરિવર્તન સંબંધી એવો ઉલ્લેખ નથી કે તેણે સચેલત્વને બદલે અચેલત્વનો સ્વીકાર કર્યો; જ્યારે પરિવર્તન કરનાર એ બધા નિર્ગ્રંથોને માટે ચોખ્ખેચોખ્ખું કહેવાયું છે કે તેમણે ચાર યામને બદલે પાંચ મહાવ્રત અને સપ્રતિક્રમણ ધર્મનો સ્વીકાર કર્યો.

મહાવીરનું વ્યક્તિત્વ, તેમની આધ્યાત્મિક દૃષ્ટિ અને અનેકાંતવૃત્તિનો વિચાર કરતાં ઉપર વર્ણવેલી આખી ઘટનાનો બરોબર મેળ બેસી જાય છે. મહાવ્રત અને પ્રતિક્રમણમાં સુધારો એ અન્તઃશુદ્ધિમાં જ સુધારો હોવાથી મહાવીરે તેના પર ખૂબ ભાર આપ્યો; જ્યારે પોતે સ્વીકારેલા અચેલત્વ પર એકાંત ભાર ન મૂક્યો. તેમણે વિચાર્યું હશે

કે અચેલત્વ યા સચેલત્વ એ જીવનશુદ્ધિની કોઈ અંતિમ કસોટી નથી. આથી એમના નિર્ગ્રંથ સંઘમાં સચેલ અને અચેલ એમ બંને પ્રકારના નિર્ગ્રંથો પોતપોતાની રુચિ અને શક્તિનો વિચાર કરીને પ્રામાણિકતાથી પરસ્પર ઉદારતાપૂર્વક રહ્યા હશે. ઉત્તરાધ્યયનનો એ સંવાદ, ક્યારેક નિર્ગ્રંથો વચ્ચે સચેલત્વ અને અચેલત્વ વિશેના સારાસારના તારતમ્યની વિચારણા થઈ હશે, તે સમયનું સૂચન કરે છે. પણ એ સમન્વયના મૂળમાં અનેકાંતદૃષ્ટિનો જે ખરો પ્રાણ ધબકે છે તે મહાવીરના વિચારનો ફાળો છે.

પાર્શ્વાપત્યિક પરંપરાના ચાર યામના નામ સ્થાનાંગસૂત્રમાં આમ આપ્યાં છે; (૧) સર્વપ્રાણાતિપાત—, (૨) સર્વમૃષાવાદ—, (૩) સર્વ અદત્તાદાન—અને (૪) સર્વબહિદ્ધાદાણ—થી વિરમણ.[૨૨] આમાંથી 'બહિદ્ધાદાણ'નો અર્થ જાણવો અહીં પ્રાપ્ત થાય છે. નવાંગીટીકાકાર અભયદેવે 'બહિદ્ધાદાણ'નો અર્થ 'પરિગ્રહ' સૂચવ્યો છે. 'પરિગ્રહનો ત્યાગ'એ પાર્શ્વાપત્યિકોનો ચોથો યામ હતો, જેમાં અબ્રહ્મનું વર્જન અવશ્ય અભિપ્રેત હતું.[૨૩] પરંતુ જ્યારે મનુષ્યસહજ

---

૨૨. मज्झिमगा बावीसं अरहंता भगवता चाउज्जामं धम्मं पण्णवेंति तं०—सव्वातो पाणातिवायाओ वेरमण, एव मुसावायाओ वेरमणं, सव्वातो अदिन्नादाणाओ वेरमणं, सव्वाओ बहिद्धादाणाओ वेरमणं १।

—સ્થાનાંગ, સૂત્ર ૨૨૬, પત્ર ૨૦૧ અ.

૨૩. 'बहिद्धादाणाओ' त्ति बहिद्धा-मैथुनं परिग्रहविशेषः आदानं च परिग्रहस्तयोर्द्वन्द्वैकत्वमथवा आदीयत इत्यादानं परिग्राह्यं वस्तु तच्च धर्मोपकरणमपि भवतीत्यत आह—बहिस्तात्–धर्मोपकरणाद् बहिर्यदिति। इह च मैथुनं परिग्रहेऽन्तर्भवति, न ह्यपरिगृहीता योषिद् भुज्यत इति ।

દુર્બળતાને લીધે અબ્રહ્મવિરમણમાં શિથિલતા આવી અને પરિગ્રહ-ત્યાગનો અર્થ સ્પષ્ટ કરવાની જરૂર જણાઈ, ત્યારે મહાવીરે અબ્રહ્મ-વિરમણનો પરિગ્રહત્યાગથી સ્વતંત્ર યમ તરીકે સ્વીકાર કરીને પાંચ મહાવ્રતોની ભીષ્મપ્રતિજ્ઞા નિર્ગ્રંથો માટે રજૂ કરી, અને તેઓ જાતે જ એ પ્રતિજ્ઞાપાલનના પુરસ્કર્તા બન્યા; એટલું જ નહીં, પણ ક્ષણક્ષણના જીવનમાં બદલાતી મનોવૃત્તિઓને કારણે ઉદ્‌ભવતા માનસિક, વાચિક, કાયિક દોષો પણ મહાવીરને નિર્ગ્રંથજીવન માટે ખટકવા લાગ્યા. આથી તેમણે નિર્ગ્રંથજીવનમાં સતત જાગૃતિ રહે તે દૃષ્ટિએ પ્રતિક્રમણ-ધર્મને પણ નિયત સ્થાન આપ્યું, જેથી કરીને પ્રત્યેક નિર્ગ્રંથ સાંજ-સવાર પોતાના જીવનની ત્રુટીઓનું નિરીક્ષણ કરે અને લાગેલા દોષોની આલોચના કરીને હવે પછી તે સર્વથી બચવાના શુદ્ધ સંકલ્પને દૃઢ કરે. મહાવીરની જીવનચર્યા અને તેમના ઉપદેશો પરથી એ સારી રીતે જાણી શકાય છે કે તેમણે સ્વીકાર કરેલ પ્રતિજ્ઞાની શુદ્ધિ ઉપર તથા અંતર્જાગૃતિ પર જેટલો ભાર મૂક્યો છે, તેટલો બીજી બાબતો પર નથી મૂક્યો. આમ હોવાને લીધે જ તે વખતે અનેક પાર્શ્વા-પત્યિકો હોવા છતાં, તે બધામાંથી માત્ર જ્ઞાતપુત્ર મહાવીર જ નિર્ગ્રંથ સંઘના આગેવાન તરીકે યા તીર્થંકર તરીકે મનાવા લાગ્યા. મહાવીર-ના ઉપદેશોમાં કષાયવિજય, જે નિર્ગ્રંથજીવનનું મુખ્ય સાધ્ય છે, તેના ઉપર જેટલો ભાર મૂક્યો છે, તેટલો બીજી કોઈ બાબત પર મૂક્યો નથી. તેમના આ ભારે પ્રયત્નને લીધે જ ચાર યામનું નામ કેવળ સ્મૃતિશેષ થઈ ગયું અને પાંચ મહાવ્રતો સંયમધર્મનાં જીવંત અંગ બન્યાં.

મહાવીરે પંચમહાવ્રત–ધર્મનો નવો સુધારો કર્યો, તે બાબતમાં તો શ્વેતાંબર–દિગંબર એકમત છે, પણ પાંચ મહાવ્રતોથી શું અભિ-પ્રેત છે, એ વિષયમાં અવશ્ય વિચારભેદ છે. દિગંબરાચાર્ય વટ્ટકેરે પોતાના 'મૂલાચાર' નામના સંગ્રહાત્મક ગ્રંથમાં પાંચ મહાવ્રતોનો અર્થ પાંચ યમ ન કરતાં કેવળ જૈન પરંપરાપરિચિત પાંચ ચારિત્ર

એમ કર્યો છે. તેમનું કહેવું એમ છે કે મહાવીરની પહેલાં માત્ર સામાયિક ચારિત્ર હતું. પણ મહાવીરે છેદોપસ્થાન દાખલ કરીને, સામાયિકના જ વિસ્તારરૂપે, અન્ય ચાર ચારિત્ર રજૂ કર્યાં, જેથી મહાવીર પંચમહાવ્રતધર્મના ઉપદેશક મનાય છે. આચાર્ય વટ્ટકેરની જેમ પૂજ્યપાદ, અકલંક, આશાધર વગેરે બધા દિગંબરાચાર્યો અને દિગંબર વિદ્વાનોનો એ એક જ મત છે.[૨૪] શ્વેતાંબર–પરંપરાના પંચ-મહાવ્રતધર્મના ખુલાસાથી દિગંબર પરંપરાનો તે અંગેનો ખુલાસો નિઃસંદેહ જુદો પડે છે. ભદ્રબાહુએ રચેલી મનાતી નિર્યુક્તિમાં પણ, છેદોપસ્થાપના ચારિત્રને દાખલ કરીને મહાવીરશાસનમાં પાંચ ચારિત્ર પ્રચલિત કરવામાં આવ્યાં તે અંગેની કથાનો નિર્દેશ છે; પરંતુ આ કથા કેવળ ચારિત્રપારણામની તીવ્રતા, તીવ્રતરતા અને તીવ્રતમતાના તારતમ્ય ઉપર અને ભિન્નભિન્ન દીક્ષિત વ્યક્તિના અધિકાર ઉપર પ્રકાશ ફેંકે છે, નહિ કે સમગ્ર નિર્ગ્રંથોને માટે અવશ્ય સ્વીકાર્ય એવાં પંચમહાવ્રતો ઉપર. બીજી બાજુ મહાવીરનો પંચમહાવ્રત–ધર્મ-વિષયક સુધારો નિર્ગ્રંથ દીક્ષા લેનારા સહુ માટે એક જ પ્રકારનો હતો, એવું ભગવતી વગેરે ગ્રંથો તથા બૌદ્ધ પિટકમાંના 'चातु–याम –संवर–संवुतो'[૨૫] એ વિશેષણ પરથી ફલિત થાય છે. આના સમર્થ-

---

૨૪. જુઓ, પં૦ જુગલકિશોરજી મુખ્તારકૃત 'जैनाचार्यों का शासनभेद' પરિશિષ્ટ "क".

૨૫. 'चातु–याम–संवर–संवुतो' એ વિશેષણ પછી 'सब्ब–वारि–वारितो' ઇત્યાદિ વિશેષણો જ્ઞાતપુત્ર મહાવીર માટે વપરાયાં છે. આમાંથી 'सब्ब–वारि–वारितो'નો અર્થ અટ્ઠકથા અનુસાર શ્રી રાહુલજી આદિએ કર્યો છે કે—"निगण्ठ (નિર્ગ્રંથ) જળ સાથેના વ્યવહારને નિષેધે છે (જેથી જળમાંના જીવો માર્યા ન જાય)." (દીઘનિકાય, હિન્દી અનુવાદ, પૃ. ૨૧). પરંતુ આ અર્થ ભ્રમ ભરેલો છે. જળ અર્થ સૂચવતો 'वारि' શબ્દ હોવાથી અને નિર્ગ્રંથો સચિત્ત જળનો વપરાશ કરતા નથી એ વસ્તુસ્થિતિના જ્ઞાનથી ભ્રમ થયો હોય તેમ લાગે છે.

નમાં પ્રતિક્રમણધર્મનું ઉદાહરણ પૂરતું છે. મહાવીરે પ્રતિક્રમણધર્મનો પણ બધા નિર્ગ્રંથોને સમાન રીતે આદેશ કર્યો. આ પરથી પંચ મહાવ્રતધર્મનો આદેશ પણ બધા નિર્ગ્રંથો માટે હોય, એમ જ માનવું પડે છે. મૂલાચાર આદિ દિગંબર પરંપરામાં જે વિચારભેદ રજૂ થયેલો છે, તેને પણ આધાર તો છે જ, કારણ કે બધા શ્વેતાંબરીય ગ્રંથો મહાવીરના શાસનમાં છેદોપસ્થાન સહિત પાંચ ચારિત્રના પ્રવેશનો નિર્દેશ કરે છે. પાંચ મહાવ્રત અને પાંચ ચારિત્ર એ એક વસ્તુ નથી. બન્નેમાં પાંચની સંખ્યા સમાન હોવાથી મૂલાચાર વગેરે ગ્રંથોમાં એક વિચાર સચવાઈ રહ્યો, તો શ્વેતાંબર ગ્રંથોમાં બીજો વિચાર પણ સચવાઈ રહ્યો. ગમે તેમ હો, બંને પરંપરાઓ પંચમહાવ્રતધર્મના સુધારા બાબત એક જેવી સહમત છે.

વસ્તુતઃ પાંચ મહાવ્રત એ પાર્શ્વાપત્યિક ચતુર્યામનું સ્પષ્ટીકરણ જ છે. એ પરથી, મહાવીરને સંયમ યા ચારિત્રનો વારસો પણ પાર્શ્વનાથની પરંપરા દ્વારા મળ્યો છે, એમ કહેવામાં કશો વાંધો નથી.

આપણે યોગપરંપરાનાં આઠ યોગાંગથી પરિચિત છીએ. એમાંનું પહેલું અંગ યમ છે. પાતંજલ યોગશાસ્ત્ર (૨-૩૦, ૩૧)માં અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, એ પાંચ યમો ગણાવ્યા છે; સાથોસાથ આ જ પાંચ યમોને મહાવ્રત પણ કહ્યાં છે—જ્યારે એ પાંચ યમ પરિપૂર્ણ યા જાતિ-દેશ-કાળ-સમયાનવચ્છિન્ન હોય ત્યારે.

---

વસ્તુતઃ 'सव्व-वारि-वारितो'નો અર્થ એ જ છે કે—सर्व અર્થાત્ હિંસા વગેરે ચારે પાપકર્મોના वारि અર્થાત્ વારણ એટલે કે નિષેધને લીધે वारित અર્થાત્ વિરત; એટલે કે હિંસા વગેરે સઘળાં પાપકર્મોના નિવારણને લીધે તે હોવાથી વિરત. આ જ અર્થ આગળના 'सव्व-वारि-युतो' 'सव्व-वारि-धुतो' વગેરે વિશેષણોમાં સ્પષ્ટ કરવામાં આવ્યો છે. વસ્તુતઃ બધાં વિશેષણો ભિન્ન ભિન્ન ભંગી દ્વારા એક જ અર્થને સૂચવે છે.

અને લાગે છે કે, મહાવીરે પાંચ યમો પર ખૂબ ખૂબ ભાર મૂક્યો તથા તેને મહાવ્રત તરીકે માની લીધા તેથી જ 'મહાવ્રત' શબ્દ પાંચ યમોને માટે વિશેષ પ્રચલિત બન્યો. આજે તો યમ યા યામ શબ્દ મુખ્યત્વે પ્રાચીન જૈન શ્રુતમાં, બૌદ્ધ પિટકમાં અને ઉપલબ્ધ યોગ-સૂત્રમાં સચવાઈ રહેલો મળે છે. હવે 'મહાવ્રત' શબ્દ જેટલો 'યમ' શબ્દનો પ્રચાર રહ્યો નથી.

ચાર યામમાંથી મહાવીરનાં પાંચ મહાવ્રત અને બુદ્ધનાં પાંચ શીલના વિકાસનો વિચાર કરતાં જણાય છે કે પાર્શ્વનાથની ચાર યામની પરંપરાને જ્ઞાતપુત્રે પોતાની દૃષ્ટિ અનુસાર અને શાક્યપુત્રે પોતાની દૃષ્ટિ અનુસાર વિકસાવી છે,[૨૬] જે હજી સુધી જૈન અને બૌદ્ધ પરંપરામાં વારસારૂપે મોજૂદ છે.

**શ્રુત**

હવે આપણે છેલ્લા વારસા–શ્રુતસંપત્તિ–નો વિચાર કરીશું. શ્વેતાંબર અને દિગંબર, એ બંનેના સાહિત્યમાં જૈન શ્રુતનો દ્વાદશાંગી રૂપે નિર્દેશ છે.[૨૭] આચારાંગ આદિ અગિયાર અંગ અને બારમા દૃષ્ટિવાદ અંગનો એક ભાગ ચૌદ પૂર્વ, એ વિશેષ પ્રસિદ્ધ છે. આગમોના પ્રાચીન મનાતા ભાગોમાં, જ્યાં જ્યાં કોઈએ અનગાર ધર્મનો સ્વીકાર કર્યા અંગેની કથા છે, ત્યાં યા તો તે સામાયિક આદિ અગિયાર અંગ યા ચતુર્દશ પૂર્વ વાંચે છે, એમ કહેવામાં આવ્યું

---

૨૬. અધ્યાપક ધર્માનંદ કૌશાંબીએ છેલ્લે જે 'पार्श्वनाथाचा चातुर्याम धर्म' નામનું પુસ્તક લખ્યું છે, તેનો મુખ્ય ઉદ્દેશ જ શાક્યપુત્રે પાર્શ્વનાથની ચાતુર્યામ ધર્મની પરંપરાને કઈ કઈ રીતે વિકસાવી એ દર્શાવવાનો છે.

૨૭. ષટ્ખંડાગમ (ધવલા ટીકા), ખંડ ૧, પૃ. ૯: બાર અંગગિજ્ઝા. સમવાયાંગ, પત્ર ૧૦૬, સૂત્ર ૧૩૬: दुवालसंगे गणिपिडगे । નંદીસૂત્ર (વિજયદાનસૂરિ સંશોધિત) પત્ર ૯૪: अंगपविट्ठं दुवालसविहं पण्णत्तं ।

છે.[૨૮] આ ઉલ્લેખો ઉપરથી આપણે વિચારવાનું એ છે કે મહાવીર પહેલાં પાર્શ્વનાથ કે તેમની પરંપરાની શ્રુતસંપત્તિ કઈ હતી? અને એમાંથી મહાવીરને વારસો મળ્યો કે નહિ? અને મળ્યો તો કેવા રૂપમાં?

શાસ્ત્રોમાં સ્પષ્ટ કહ્યું છે કે આચારાંગ વગેરે અગિયાર અંગોની રચના મહાવીરના અનુગામી ગણધરોએ કરી.[૨૯] જોકે વિક્રમની આઠમી સદીથી વધુ અર્વાચીન નહિ હોય એવી નંદીસૂત્રની જૂની વ્યાખ્યા–ચૂર્ણિમાં 'પૂર્વ' શબ્દનો અર્થ બતાવતાં કહેવામાં આવ્યું છે કે મહાવીરે પ્રથમ ઉપદેશ આપ્યો તેથી તે 'પૂર્વ' કહેવાયા;[૩૦] એ જ રીતે વિક્રમની નવમી સદીના પ્રસિદ્ધ આચાર્ય વીરસેને ધવલામાં 'પૂર્વગત'નો અર્થ આપતાં કહ્યું છે કે જે પૂર્વોને પ્રાપ્ત હોય અથવા જે પૂર્વસ્વરૂપે પ્રાપ્ત થાય તે પૂર્વગત;[૩૧] પરંતુ ચૂર્ણિકાર તેમ જ ઉત્તરકાલીન વીરસેન, હરિભદ્ર, મલયગિરિ વગેરે વ્યાખ્યાકારોનું એ કથન પૂર્વ અને કેવળ 'પૂર્વગત' શબ્દનો અર્થ ઘટાવવા માટે જ કરવામાં આવ્યું હોય તેમ લાગે છે. જ્યારે ભગવતીમાં અનેક

---

૨૮. અગિયાર અંગ વાંચવાનો ઉલ્લેખ—ભગવતી ૨–૧–૯૩; ૧૧–૯–૪૧૮; ૧૬–૫–૫૭૬; જ્ઞાતાધર્મકથા, અ૦૧૨માં છે. ચૌદ પૂર્વ વાંચવાનો ઉલ્લેખ—ભગવતી ૧૧–૧૧–૪૩૨, ૧૭–૨–૬૧૭; જ્ઞાતાધર્મકથા અ૦ ૫માં છે. જ્ઞાતાધર્મકથા અ૦ ૧૬માં પાંડવોએ ચૌદ પૂર્વ વાંચ્યાનો અને દ્રૌપદીએ અગિયાર અંગ વાંચ્યાનો ઉલ્લેખ છે. એ જ રીતે જ્ઞાતાધર્મકથા ૨–૧ માં કાલી સાધ્વી બનીને અગિયાર અંગ વાંચે છે, એવું વર્ણન છે.

૨૯–૩૦. जम्हा तित्थकरो तित्थपवत्तणकाले गणधराण सव्वसुत्ताधारत्तणतो पुव्वं पुव्वगतसुत्तत्थं भासति तम्हा पुव्वं ति भणिता, गणधरा पुण सुत्तरयणं करेन्ता आयाराइकमेण रएंती ठवेंति य ।

—નંદીસૂત્ર (વિજયદાનસૂરિસંશોધિત) ચૂર્ણિ, પૃ. ૧૧૧ અ.

૩૧. पुव्वाणं गय पत्त–पुव्वसरूवं वा पुव्वगयमिदि गणणामं ।

—ષટ્ખંડાગમ (ધવલા ટીકા), પુસ્તક ૧, પૃ. ૧૧૪.

જ્યારે મહાવીરને મુખેથી કહેવડાવવામાં આવ્યું છે કે અમુક વાત પુરુષાદાણીય પાર્શ્વનાથે એ જ કહી છે, જે હું પણ કહું છું. અને જ્યારે આપણે સમસ્ત શ્વેતાંબર–દિગંબર શ્રુત દ્વારા એ પણ જોઈએ છીએ કે મહાવીરનું તત્ત્વજ્ઞાન એ જ છે, જે પાર્શ્વાપત્યિક પરંપરાથી ચાલ્યું આવે છે, ત્યારે આપણને 'પૂર્વ' શબ્દનો અર્થ સમજવામાં કોઈ મુશ્કેલી નડતી નથી. 'પૂર્વશ્રુત'નો અર્થ સ્પષ્ટપણે એ જ છે કે, જે મહાવીરની પહેલાંથી (પૂર્વથી) પાર્શ્વાપત્યિક પરંપરા દ્વારા ચાલ્યું આવતું હતું, અને જે કોઈ ને કોઈ રૂપે મહાવીરને પણ પ્રાપ્ત થયું હતું. પ્રો. યાકોબી વગેરેનો પણ આવો જ મત છે.[૩૨] નવ તત્ત્વ, પંચ અસ્તિકાય, આત્મા અને કર્મનો સંબંધ, તેનાં કારણો, તેની નિવૃત્તિનો ઉપાય; કર્મનું સ્વરૂપ વગેરે જૈન શ્રુતના મુખ્ય વિષય છે. આ જ વિષયોને મહાવીરે અને તેમના શિષ્યોએ સંક્ષેપનો વિસ્તાર અને વિસ્તારનો સંક્ષેપ કરીને ભલે કહ્યા હોય, પરંતુ તે બધા વિષયો પાર્શ્વાપત્યિક પરંપરાના પૂર્વવર્તી શ્રુતમાં કોઈ ને કોઈ રૂપમાં નિરૂપાયેલા હતા, એમાં કોઈ સંદેહ નથી. ક્યાંય પણ મહાવીરે કે તેમના શિષ્યોમાંના કોઈએ, એમ નથી કહ્યું કે જે મહાવીરનું શ્રુત છે તે અપૂર્વ અર્થાત્ સંપૂર્ણ રીતે નવજાત છે. નંદીસૂત્રમાં[૩૩] તથા ધવલામાં[૩૪] મળતી ચૌદ પૂર્વના વિષયોની અને તેના ભેદ–પ્રભેદોની ઓછી–અધૂરી યાદીને આચારાંગ વગેરે અગિયાર અંગોમાં તથા અન્ય ઉપાંગ આદિ શાસ્ત્રોમાં પ્રતિપાદિત વિષયો સાથે સરખાવતાં નિસ્સંદેહ રીતે લાગે છે કે

---

૩૨. ડૉ. યાકોબી: The name (पूर्व) itself testifies to the fact that the Purvas were superseded by a new canon, for Purva means former, earlier... .
—Sacred Books of the East, Vol. XXII
Introduction, P. XLIV

૩૩. નંદીસૂત્ર, પત્ર ૧૦૯ અંથી.

૩૪. ષટ્ખંડાગમ (ધવલા ટીકા), પુસ્તક ૧, પૃ. ૧૧૪ થી.

જૈન પરંપરાના આચાર–વિચાર અંગેના મુખ્ય મુદ્દાની ચર્ચા પાર્શ્વાપત્યિક પરંપરાના પૂર્વશ્રુત અને મહાવીરની પરંપરાના અંગોપાંગ શ્રુતમાં સમાન જ છે. આથી હું અત્યાર સુધીમાં નીચે મુજબ નિષ્કર્ષ પર આવ્યો છું :—

(૧) પાર્શ્વનાથની પરંપરાનું પૂર્વશ્રુત મહાવીરને કોઈ ને કોઈ રૂપે પ્રાપ્ત થયું. તેમાં જ પ્રતિપાદિત કરેલા વિષયો પર જ તેમની પ્રકૃતિ અનુસાર, આચારાંગ આદિ ગ્રંથોની જુદા જુદા હાથે રચના થઈ.

(૨) મહાવીરશાસિત સંઘમાં પૂર્વશ્રુત અને આચારાંગ વગેરે શ્રુત એ બંનેની ભારે પ્રતિષ્ઠા હતી, છતાં પણ પૂર્વશ્રુતનો મહિમા અધિક જ રહ્યો. આથી કરીને જ દિગંબર–શ્વેતાંબર, એ બંને પરંપરાના સાહિત્યમાં આપણે આચાર્યોનો એવો પ્રયત્ન જોઈએ છીએ કે જેમાં તેઓ પોતપોતાના કર્મવિષયક તથા જ્ઞાન આદિ વિષયક અન્ય પુરાતન ગ્રંથોનો સંબંધ તે વિષયના પૂર્વ નામક ગ્રંથ સાથે જોડે છે; એટલું જ નહિ પણ, બંને પરંપરામાં પૂર્વશ્રુતનો ક્રમિક હ્રાસ લગભગ એક સરખો વર્ણવાયો હોવા છતાં ઓછાવધુ પ્રમાણમાં પૂર્વજ્ઞાન ધરાવનાર આચાર્યો પ્રત્યે વિશેષ બહુમાન દર્શાવાયું છે. બંને પરંપરાઓના વર્ણનથી એટલું તો નિશ્ચિત રીતે જણાય છે કે સમગ્ર નિર્ગ્રંથપરંપરા પોતાના વર્તમાન શ્રુતનું મૂળ પૂર્વમાં માનતી આવી છે.

(૩) પૂર્વશ્રુતમાં જે જે દેશકાળનું તેમ જ જે જે વ્યક્તિઓના જીવનનું પ્રતિબિંબ હતું તેના કરતાં આચારાંગ આદિ અંગોમાં ભિન્ન દેશકાળ અને ભિન્નભિન્ન વ્યક્તિઓના જીવનનું પ્રતિબિંબ પડે તે સ્વાભાવિક છે; આમ છતાં આચાર અને તત્ત્વજ્ઞાનના મુખ્ય મુદ્દાના સ્વરૂપમાં બંને વચ્ચે ખાસ ફેર પડ્યો નથી.

### ઉપસંહાર

મહાવીરના જીવન તથા ધર્મશાસન સાથે સંબંધિત અનેક પ્રશ્નોની ગવેષણા આવશ્યક છે; જેમ કે આજીવક પરંપરા સાથે

મહાવીરનો સંબંધ તથા અન્ય સમકાલીન તાપસ, પરિવ્રાજક અને બૌદ્ધ આદિ પરંપરાઓ સાથેનો તેમનો સંબંધ—એવા સંબંધો કે જેમણે મહાવીરના પ્રવૃત્તિક્ષેત્ર ઉપર અસર કરી હોય અથવા મહાવીરની ધર્મપ્રવૃત્તિએ એ પરંપરાઓ ઉપર કંઈક ને કંઈક અસર કરી હોય.

આ જ રીતે, પાર્શ્વનાથની જે પરંપરા મહાવીરના સંઘમાં ભળી જવામાં તટસ્થ રહી (ભળી ન ગઈ), તેનું અસ્તિત્વ ક્યાં સુધી, કયે કયે પ્રકારે અને ક્યાં ક્યાં રહ્યું, અર્થાત્ એનું ભાવી શું થયું—એ પ્રશ્ન પણ વિચારણીય છે. આધુનિક સંશોધન અનુસાર જૈન પરંપરાના અનુગામી મનાતા ખારવેલનો દિગંબર કે શ્વેતાંબર શ્રુતમાં ક્યાંય ઉલ્લેખ નથી, તેનું કારણ શું? શું મહાવીરની પરંપરામાં ન ભળ્યા હોય એવા પાર્શ્વાપત્યિકોની પરંપરા સાથે તો તેનો સંબંધ નહીં રહ્યો હોય?–વગેરે પ્રશ્નો વિચારણીય છે.

પ્રો. યકોબીએ કલ્પસૂત્રની પ્રસ્તાવનામાં ગૌતમ અને બૌધાયન ધર્મસૂત્ર સાથે નિર્ગ્રંથોના વ્રત–ઉપવ્રતની તુલના કરતાં સૂચવ્યું છે કે નિર્ગ્રંથો સમક્ષ વૈદિક સંન્યાસી ધર્મનો આદર્શ હતો, વગેરે. પરંતુ આ પ્રશ્નને પણ હવે નવી દૃષ્ટિએ વિચારવો પડશે કે વૈદિક પરંપરા, જે મૂળમાં તો માત્ર ગૃહસ્થાશ્રમ-પ્રધાન રહેલી જણાય છે, તેમાં સંન્યાસધર્મ ક્યારે, કેવી રીતે અને ક્યાં બળોથી પ્રવેશ્યો અને અંતમાં તે સંન્યાસધર્મ વૈદિક પરંપરાનું એક આવશ્યક અંગ કેવી રીતે બન્યો? આ પ્રશ્નની મીમાંસાથી મહાવીરની પૂર્વવર્તી નિર્ગ્રંથ પરંપરા અને પરિવ્રાજક પરંપરાના સંબંધ ઉપર ઘણોખરો પ્રકાશ પડી શકે એમ છે.

પરંતુ એ બધા પ્રશ્નોને ભાવી વિચારકો માટે રહેવા દઈને પ્રસ્તુત લેખમાં તો માત્ર પાર્શ્વનાથ અને મહાવીરના ધાર્મિક સંબંધનો જ સંક્ષેપમાં વિચાર કર્યો છે.

મૂળ હિંદી ઉપરથી અનુવાદિત ]

# परिशिष्ट

### વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતી)ના પાઠો

तेणं काले णं तेणं समए णं पासावच्चिज्जे कालासवेसियपुत्ते णामं अणगारे जेणेव थेरा भगवंतो तेणेव उवागच्छति उवागच्छित्ता थेरे भगवंते एव वयासी—थेरा सामाइय ण जाणंति थेरा सामाइयस्स अट्ठं ण याणंति थेरा पच्चक्खाण ण याणंति, थेरा पच्चक्खाणस्स अट्ठं ण याणंति, थेरा संजम ण याणंति, थेरा संजमस्स अट्ठं ण याणंति, थेरा सवरं ण याणंति, थेरा संवरस्स अट्ठं ण याणति, थेरा विवेगं ण याणंति, थेरा विवेगस्स अट्ठं ण याणंति, थेरा विउस्सग्गं ण याणंति, थेरा विउस्सग्गस्स अट्ठं ण याणति ६। तए णं ते थेरा भगवंतो कालासवेसियपुत्ते अणगार एव वयासी—जाणामो णं अज्जो! सामाइय जाणामो णं अज्जो! सामाइयस्स *अट्ठं जाव जाणामो णं अज्जो! विउस्सग्गस्स अट्ठं! तए णं से कालास*वेसियपुत्ते अणगारे थेरे भगवते एव वयासी—जति णं अज्जो! तुब्भे जाणह सामाइय जाणह सामाइयस्स अट्ठं जाव जाणह विउस्सग्गस्स अट्ठं, के मे अज्जो! सामाइए के मे अज्जो! सामाइयस्स अट्ठे जाव के मे विउस्सग्गस्स अट्ठे? तए णं ते थेरा भगवंतो कालासवेसियपुत्तं अणगारं एवं वयासी—आया णे अज्जो! सामाइए आया णे अज्जो! सामाइयस्स अट्ठे जाव विउस्सग्गस्स अट्ठे।

*एत्थ णं से कालासवेसियपुत्ते अणगारे संबुद्धे थेरे भगवंते वदति* णमंसति णमंसित्ता एवं वयासी–एएसि णं भंते! पयाणं पुव्विं अण्णाणयाए असवणयाए अबोहियाए...

णो रोइए इयाणि भंते! एतेसिं पयाणं जाणयाए...

रोएमि एवमेयं से जहेयं तुब्भे वदह.

तए णं से कालासवेसियपुत्ते अणगारे थेरे भगवंते वदइ नमसइ, वंदित्ता नमंसित्ता चाउज्जामाओ धम्माओ पंचमहव्वइयं सपडिक्कमण धम्मं *उवसंपज्जित्ता णं विहरइ। –व्याख्याप्रज्ञप्ति शतक १, उद्देश ९, सू० ७६।*

तेणं कालेणं तेणं समये णं पासावच्चिज्जा थेरा भगवतो जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छंति उवागच्छिता समणस्स भगवओ महावीरस्स अदूरसामंते ठिच्चा एव वदासी—से नूण भंते ! असंखेज्जे लोए अणंता रातिंदिया उप्पज्जिंसु वा उप्पज्जंति वा उप्पज्जिस्संति वा विगच्छिंसु वा विगच्छंति वा विगच्छिस्सति वा परित्ता रातिंदिया उप्पज्जिंसु वा ३ विगच्छिंसु वा ३ ? हंता अज्जो ! असंखेज्जे लोए अणंता रातिंदिया तं चेव । से केणट्ठेणं जाव विगच्छिस्सति वा ? से नूणं भंते अज्जो पासेणं अरहया पुरिसादाणीएणं सासए लोए वुइए...

जे लोक्कइ से लोए ? हंता भगवं ! से तेणट्ठेणं अज्जो ! एवं वुच्चइ असंखेज्जे तं चेव । तप्पभितिं च णं ते पासावच्चेज्जा थेरा भगवतो समणं भगवं महावीरं पच्चभिजाणंति सव्वण्णू सव्वदरिसी तए णं ते थेरा भगवंतो समणे भगवं महावीर वदंति नमसंति २, एवं वदासि—इच्छामि णं भंते ! तुब्भे अंतिए चाउज्जामाओ धम्माओ पंचमहव्वइयं सप्पडिक्कमणं धम्मं उवसंपज्जित्ता णं विहरित्तए । अहासुहं देवाणुप्पिया ! मा पडिबंधं करेह ।

व्याख्याप्रज्ञप्ति शतक ५, उद्देश ९, सूत्र २२६ ।

तेणं कालेणं तेणं समए णं वाणियगामे नगरे होत्था ।...

तेणं कालेणं तेणं समए णं पासावच्चिज्जे गंगेए नामं अणगारे जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, तेणेव उवागच्छइत्ता समणस्स भगवओ महावीरस्स अदूरसामंते ठिच्चा समणं भगवं महावीरं एवं वयासी–संतरं भंते ! नेरइया उववज्जंति निरन्तरं नेरइया उववज्जंति ? गंगेया ! संतरं पि नेरइया उववज्जंति निरतरं पि नेरइया उववज्जंति । (९-३२-३७१)

से केणट्ठे णं भंते ! एवं वुच्चइ सतो नेरइया उववज्जंति नो असतो नेरइया उववज्जंति जाव सओ वेमाणिया चयंति नो असओ वेमाणिया चयंति ? से नूणं भंते ! गंगेया ! पासेणं अरहया पुरिसादाणीएणं सासए लोए वुइए...... ।

सयं भंते ! एवं जाणह उदाहु असयं असोच्चा एते एवं जाणह उदाहु सोच्चा सतो नेरइया उववज्जंति नो असतो नेरइया उववज्जंति...।

गंगेया ! सयं एते एवं जाणामि नो असयं, (९-३२-३७८)

तप्पभिइ च णं से गंगेये अणगारे समणं भगवं महावीरं पच्चभिजाणइ सव्वन्नू सव्वदरिसी ।

इच्छामि णं भंते ! तुज्झं अंतियं चाउज्जामाओ धम्माओ पंचमहव्वइयं।

व्याख्याप्रज्ञप्ति शतक ९, उद्देश ३२, सू० ३७६ ।

तेणं काले णं २ तुंगिया नामं नगरी होत्था.. ... (२-५-१०७)

तेणं काले णं २ पासावच्चिज्जा थेरा भगवंतो जातिसंपन्ना...... विहरंति ॥ (२-५-१०८)

तए णं ते थेरा भगवंतो तेसिं समणोवासयाणं तीसे य महतिमहालियाए चाउज्जामं धम्मं परिकहेंति .....

तए णं ते समणोवासया थेरे भगवंते एवं वदासी–जति णं भंते ! संजमे अणण्हयफले तवे वोदाणफले किं पत्तियं णं भंते ! देवा देवलोएसु उववज्जंति ? तत्थ णं कालियपुत्ते नामं थेरे ते समणोवासए एवं वदासी–पुव्वतवेणं अज्जो ! देवा देवलोएसु उववज्जंति । तत्थ णं मेहिले नामं थेरे ते समणोवासए एवं वदासी–पुव्वसंजमेणं अज्जो ! देवा देवलोएसु उववज्जंति । तत्थ णं आणंदरक्खिए णामं थेरे ते समणोवासए एवं वदासी-कम्मियाए अज्जो ! देवा देवलोएसु उववज्जंति । तत्थ णं कासवे णाम थेरे ते समणोवासए एवं वदासी–संगियाए अज्जो ! देवा देवलोएसु उववज्जंति । पुव्वतवेणं पुव्वसंजमेणं कम्मियाए संगियाए अज्जो ! देवा देवलोएसु उववज्जंति । सच्चे णं एस अट्ठे नो चेव णं आयभाववत्तव्वयाए । तए णं ते समणोवासया थेरेहिं भगवंतेहिं इमाइं एयारूवाइं वागरणाइं वागरिया समाणा हट्ठतुट्ठा थेरे भगवंते वंदंति नमंसति... (२-५-११०)

तए णं से भगवं गोयमे रायगिहे नगरे जाव अडमाणे बहुजणसद्दं निसामेइ—एवं खलु देवाणुप्पिया ! तुंगियाए नगरीए बहिया पुप्फवतीए चेइए पासावच्चिज्जा थेरा भगवंतो समणोवासएहिं इमाइं एयारूवाइं वागरणाइं पुच्छिया—संजमे णं भंते ! किंफले ? तवे णं भंते ? किंफले ? तए णं ते थेरा भगवंतो ते समणोवासए एवं वदासी—संजमे णं अज्जो—अणण्हयफले तवे वोदाणफले तं चेव जाव पुव्वतवेणं पुव्वसंजमेणं कम्मियाए संगियाए अज्जो ! देवा देवलोएसु उववज्जंति, सच्चे णं एसमट्ठे णो चेव णं आयभाववत्तव्वयाए ॥ से कहमेयं मण्णे एवं ? तए णं समणे० गोयमे इमीसे कहाले लद्धट्ठे समाणे......

समणं भ० महावीरं जाव एवं वयासी–एवं खलु भंते ! अहं तुब्भेहिं अब्भणुण्णाए समाणे रायगिहे नगरे उच्चनीयमज्झिमाणि कुलाणि घरसमुदाणस्स भिक्खायरियाए अडमाणे बहुजणसद्दं निसामेमि एवं खलु देवा० तुंगियाए नगरीए बहिया पुप्फवईए चेइए पासावच्चिज्जा थेरा भगवंतो समणोवासएहिं इमाइं एयारूवाइं वागरणाइं पुच्छिया—संजए णं भंते ! किंफले ? तवे किंफले ? तं चेव जाव सच्चे णं एसमट्ठे णो चेव णं आयभाववत्तव्वयाए । तं पभू णं भंते ! ते थेरा भगवंतो तेसिं समणोवासयाणं इमाइं एयारूवाइं वागरणाइं वागरित्तए उदाहु अप्पभू ?

पभू णं गोयमा ! ते थेरा भगवंतो तेसिं समणोवासयाणं इमाइं एयारूवाइं वागरणाइं वागरित्तए,

अहं पि य णं गोयमा ! एवमाइक्खामि...... (२–५–१११)

## સૂત્રકૃતાંગના પાઠો

रायगिहे नामं नयरे होत्था । (सू० ६८)

तत्थ णं नालंदाए बाहिरियाए लेवे नामं गाहावई होत्था ।

से णं लेवे नामं गाहावई समणोवासए यावि होत्था । (सू० ६९)

लेवस्स गाहावइस्स नालंदाए बाहिरियाए......उदगसाला......

तस्सिं च णं गिहपदेसंमि भगवं गोयमे विहरइ, भगवं च णं अहे आरामंसि । अहे णं उदए पेढालपुत्ते भगवं पासावच्चिज्जे नियंठे मेयज्जे गोत्तेणं जेणेव भगवं गोयमे तेणेव उवागच्छइ, उवागच्छइत्ता भगवं गोयमं एवं वयासी—आउसंतो ! गोयमा अत्थि खलु मे केइ पदेसे पुच्छियव्वे, तं च आउसो ! अहासुयं अहादरिसियं मे वियागरेहि सवायं, भगवं गोयमे उदयं पेढालपुत्तं एवं वयासी—अवियाइ आउसो ! सोच्चा निसम्म जाणिस्सामो सवायं, उदए पेढालपुत्ते भगवं गोयमं एवं वयासी ॥ ( सू० ७१ )

*आउसो ! गोयमा अत्थि खलु कुमारपुत्तिया नाम समणा निग्गंथा* तुम्हाणं पवयणं पवयमाणा गाहावइं समणोवासगं उवसंपन्नं एवं पच्चक्खावेंति—णण्णत्थ अभिओएणं गाहावइ, चोरग्गहणविमोक्खणयाए तसेहिं पाणेहिं णिहाय दंडं, एवं ण्हं पच्चक्खंताणं दुप्पच्चक्खायं भवइ, एवं ण्हं पच्चक्खावेमाणाणं दुपच्चक्खावियव्वं भवइ, एवं ते परं पच्चक्खावेमाणा अतियरंति सयं पतिण्णं । ( सू० ७२ )

एतेसिं णं भंते ! पदाणं एण्हिं जाणियाए सवणयाए बोहिए जाव *उवहारणयाए एयमट्ठं सद्दहामि...*

तए णं से उदए पेढालपुत्ते भगवं गोयमं एवं वयासी—इच्छामि णं भंते ! तुब्भं अंतिए चाउज्जाओ धम्माओ पंचमहव्वइयं सपडिक्कमणं धम्मं उवसंपज्जित्ता णं विहरित्तए ॥ ( सू० ८१ )

—सूत्रकृ० २ श्रुत, ७ नालंदीयाध्ययन ।

### ઉત્તરાધ્યયનનો પાઠ

चाउज्जामो अ जो धम्मो जो इमो पंच सिक्खिओ ।
देसिओ *वद्धमाणेणं पासेण य महामुणी ! ॥ २३ ॥*
एगकज्जपवन्नाणं विसेसे किं नु कारणं ? ।
धम्मे दुविहे मेहावी ! कह विप्पच्चओ न ते ? ॥ २४ ॥
तओ केसिं बुवंतं तु गोयमो इणमब्बवी ।
पन्ना समिक्खए धम्मं तत्तं तत्तविणिच्छयं ॥ २५ ॥

पुरिमा उज्जु जड्डा उ वक्कजड्डा य पच्छिमा ।
मज्झिमा उज्जुपन्ना उ तेन धम्मे दुहा कए ॥ २६ ॥
पुरिमाणं दुव्विसुज्झो उ चरिमाणं दुरणुपालओ ।
कप्पो मज्झिमगाणं तु सुविसुज्झो सुपालओ ॥ २७ ॥
साहु गोयम ! पन्ना ते, छिन्नो मे संसओ इमो ।
अन्नोऽवि संसओ मज्झं, तं मे कहसु गोयमा ! ॥ २८ ॥
अचेलओ अ जो धम्मो, जो इमो संतरुत्तरो ।
देसिओ वद्धमाणेणं, पासेण य महामुणी ॥ २९ ॥
एगकज्जपवन्नाणं, विसेसे किं नु कारणं ? ।
लिंगे दुविहे मेहावी ! कहं विप्पचओ न ते ? ॥ ३० ॥
केसिं एवं बुवणं तु, गोयमो इणमब्बवी ।
विन्नाणेण समागम्म, धम्मसाहणमिच्छियं ॥ ३१ ॥
पच्चयत्थं च लोगस्स, नाणाविहविकप्पणं ।
जत्तत्थं गहणत्थं च, लोगे लिंगपओअणं ॥ ३२ ॥

—उत्तराध्ययन, केशीगौतमीयाध्ययन २३.

૪

# દીર્ઘતપસ્વી મહાવીર

**આજથી** આશરે અઢી હજાર વર્ષ પહેલાં, જ્યારે મહાવીરનો જન્મ નહોતો થયો ત્યારે, ભારતની સામાજિક અને રાજનૈતિક પરિસ્થિતિ એવી હતી કે જે એક વિશિષ્ટ આદર્શની અપેક્ષા રાખતી હતી. દેશમાં એવા અનેક મઠો હતા કે જેમાં, આજકાલના બાવાઓની જેમ, બાવાઓનાં રોજેરોળા રહેતાં હતાં, અને તામસિક તપસ્યાઓ કરતાં હતાં. એવા અનેક આશ્રમો હતા, કે જ્યાં સંસારી મનુષ્યો જેવી મમતા ધારણ કરીને, અત્યારના મહંતો જેવા મોટા મોટા ધર્મગુરુઓ રહેતા હતા. કેટલીયે સંસ્થાઓ એવી હતી કે જ્યાં વિદ્યા કરતાં કર્મકાંડનું—ખાસ કરીને યજ્ઞનું—મહત્ત્વ હતું, અને એ કર્મકાંડોમાં પશુઓના બલિદાનને ધર્મ લેખવામાં આવતો. સમાજમાં એક મોટો વર્ગ એવો હતો, જે પૂર્વજોએ પરિશ્રમથી મેળવેલ ગુરુપદને પોતાના જન્મસિદ્ધ અધિકાર તરીકે સ્થાપિત કરતો હતો. એ વર્ગમાં પવિત્રતાની, ઊંચપણાની અને વિદ્યાની એવી કૃત્રિમ અસ્મિતા ઘર કરી ગઈ હતી કે જેને લીધે એ બીજા કેટલાય લોકોને અપવિત્ર માનીને પોતાનાથી હલકા સમજતો હતો અને એમને ધૃણાપાત્ર લેખતો હતો, એમના પડછાયાના સ્પર્શ સુધ્ધાંને પાપ માનતો હતો અને ગ્રંથોના કેવળ અર્થહીન પઠનમાં જ પાંડિત્ય માનીને બીજાઓ ઉપર પોતાની ગુરુ તરીકેની સત્તા ચલાવતો હતો. શાસ્ત્ર અને તેની વ્યાખ્યા વિદ્વદ્ગમ્ય ભાષામાં રચાતાં, તેથી સામાન્ય લોકો એનો જોઈએ તેટલો લાભ ન લઈ શકતા. સ્ત્રીઓ, શૂદ્રો અને ખાસ કરીને અતિશૂદ્રોને કોઈ પણ બાબતમાં પ્રગતિ સાધવાની પૂરતી તક ન મળતી; તેમની આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓ જાગૃત

થાય, અથવા જાગૃત થયા બાદ એ પુષ્ટ થયા કરે, એને માટે ખાસ કોઈ આલંબન નહોતું. પહેલેથી ચાલી આવતી જૈન ગુરુઓની પરંપરામાં પણ ભારે શિથિલતા આવવા માંડી હતી. રાજનૈતિક સ્થિતિમાં પણ કોઈ જાતની એકતા ન હતી. ગણસત્તાક કે રાજસત્તાક રાજ્યો અહીં તહીં વેરવિખેર થયેલાં હતાં. એ બધાંને સંપ અને સહકારને બદલે કલહમાં જ વિશેષ રસ હતો. દરેક બીજાને કચડીને પોતાના રાજ્યનો વિસ્તાર કરવા પ્રયત્ન કરતા.

આવી પરિસ્થિતિ જોઈને તે કાળના કેટલાય વિચારશીલ અને દયાળુ લોકો વ્યાકુળ બની જાય, એ સ્વાભાવિક છે. કેટલાય લોકોને એ સ્થિતિ સુધારવાની ઇચ્છા થઈ આવતી. તેઓ સુધારવાનો પ્રયત્ન પણ કરે છે અને એ દિશામાં અસાધારણ પ્રયત્ન કરી શકે તેવા નેતાની અપેક્ષા પણ રાખે છે. આવા સમયમાં બુદ્ધ અને મહાવીર જેવાનો જન્મ થાય છે.

મહાવીરના વર્ધમાન, વિદેહદિન્ન અને શ્રમણ ભગવાન, એમ ત્રણ નામો છે. વિદેહદિન્ન નામ માતૃપક્ષનું છે; વર્ધમાન નામ સૌથી પહેલાં પડ્યું હતું. ઉત્કટ તપને લીધે, ત્યાગી જીવનમાં તેઓ મહાવીર નામે પ્રસિદ્ધ થયા, અને ઉપદેશક જીવનમાં શ્રમણ ભગવાન કહેવાયા. આથી આપણે પણ ગૃહજીવન, સાધકજીવન અને ઉપદેશકજીવન, એ ત્રણ વિભાગોમાં ક્રમશઃ વર્ધમાન, મહાવીર અને શ્રમણ ભગવાન એ ત્રણ નામોનો ઉપયોગ કરીશું.

ગંગાની દક્ષિણે વિદેહ ( આજના બિહાર ) માં આવેલ ક્ષત્રિયકુંડ અને કુંડલપુર નામનો એક કસબો, એ મહાવીરની જન્મભૂમિ છે. જૈનો તેને, મહાવીરનું જન્મસ્થાન હોવાને કારણે, તીર્થભૂમિ ગણે છે.

### જાતિ અને વંશ—

શ્રી મહાવીરની જાતિ ક્ષત્રિય હતી, અને તેમનો વંશ નાય ( જ્ઞાત ) નામે પ્રસિદ્ધ હતો. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ હતું. તેઓ

શ્રેયાંસ અને યશાંસ પણ કહેવાતા હતા. કાકાનું નામ સુપાર્શ્વ હતું અને માતાનાં ત્રિશાલા, વિદેહદિન્ના અને પ્રિયકારિણી એમ ત્રણ નામ હતાં. મહાવીરને એક મોટા ભાઈ અને એક મોટાં બહેન હતાં. મોટા ભાઈ નંદીવર્ધનનાં લગ્ન તેમના મામા અને વૈશાલી નગરીના અધિપતિ મહારાજા ચેટકની પુત્રી સાથે થયાં હતાં. મોટાં બહેન સુનંદાનું લગ્ન ક્ષત્રિયકુંડમાં થયું હતું, જેમને જમાલી નામે એક પુત્ર હતો. મહાવીરસ્વામીની પ્રિયદર્શના નામની પુત્રી સાથે જમાલીનાં લગ્ન થયાં હતાં. આગળ જતાં જમાલીએ પોતાની પત્ની સાથે ભગવાન મહાવીર પાસે દીક્ષા પણ અંગીકાર કરી હતી. શ્વેતાંબરોના મતે મહાવીરે લગ્ન કર્યાં હતાં, તેમને એક જ પત્ની હતી અને તેનું નામ યશોદા હતું. એમને કેવળ એક જ પુત્રી હોવાનો ઉલ્લેખ મળે છે.

જ્ઞાત ક્ષત્રિય સિદ્ધાર્થની રાજકીય સત્તા સામાન્ય જ હશે, પરંતુ એમનાં વૈભવ અને ખાનદાની ખૂબ ઊંચાં હોવાં જોઈએ, કારણ કે તે સિવાય વૈશાલીના અધિપતિ ચેટકની બહેન સાથે એમનો લગ્નસંબંધ થવો સંભવિત ન હતો.

ગૃહજીવન—

વર્ધમાનનું બાળપણ મોટેભાગે ક્રીડાઓમાં વ્યતીત થાય છે. પરંતુ જ્યારે તેઓ મોટા થાય છે ને લગ્નની વયે પહોંચે છે, ત્યારે લગ્નજીવન પ્રત્યે અરુચિ દર્શાવે છે. આ ઉપરથી તથા પછીના તીવ્ર વૈરાગ્યમય જીવન ઉપરથી એમ સ્પષ્ટ જણાઈ આવે છે કે એમના હૃદયમાં ત્યાગનાં બીજ જન્મસિદ્ધ હતાં. એમનાં માતાપિતા ભગવાન પાર્શ્વનાથની શિષ્યપરંપરાનાં અનુયાયી હતાં. આ પરંપરા નિર્ગ્રંથ તરીકે ઓળખાતી હતી; અને સામાન્ય રીતે એ પરંપરામાં ત્યાગ અને તપની ભાવના પ્રબળ હતી. ભગવાન પોતાના કુલધર્મથી પરિચિત થયા હોય અને એ ધર્મના આદર્શો તરફ એમનું સુસંસ્કારી મન આકર્ષાયું હોય, એવો પૂરો સંભવ છે. એક બાજુ જન્મસિદ્ધ વૈરાગ્યનાં બીજ અને બીજી

બાજુ કુલધર્મના ત્યાગ અને તપસ્યાના આદર્શોનો પ્રભાવ, એ બંને પરિબળોને લીધે, યોગ્ય ઉંમરે પહોંચતાં જ, વર્ધમાને પોતાના જીવનનું કંઈક ધ્યેય તો નિશ્ચિત કર્યું જ હશે. અને એ ધ્યેય પણ કયું? ધાર્મિક જીવનનું ધ્યેય. આને લીધે લગ્ન માટે અરુચિ થવી સ્વાભાવિક જ છે. છતાં જ્યારે માતાપિતા લગ્નને માટે બહુ આગ્રહ કરે છે, ત્યારે વર્ધમાન પોતાના નિશ્ચયને ઢીલો કરી દે છે અને કેવળ માતાપિતાના ચિત્તને સંતોષ આપવા માટે લગ્નસંબંધનો સ્વીકાર કરે છે. આ પ્રસંગ ઉપરથી, તથા મોટા ભાઈને પ્રસન્ન રાખવા માટે ગૃહવાસની અવધિ વધારવાના પ્રસંગ ઉપરથી, વર્ધમાનના સ્વભાવની બે ખાસિયતો સ્પષ્ટ રૂપે જણાઈ આવે છે : એક તો વડીલો માટેનું બહુમાન, અને બીજું, અવસર જોઈને, મૂળ સિદ્ધાંતમાં અંતરાય ન આવે એ રીતે, સમજાવટ કરી લેવાનું ઔદાર્ય. આ બીજું તત્ત્વ સાધક અને ઉપદેશકના જીવનમાં કેવી રીતે કામ લાગે છે, તે આપણે આગળ ઉપર જોઈશું. જ્યારે માતાપિતાનો સ્વર્ગવાસ થયો તે વખતે વર્ધમાનની ઉંમર ૨૮ વર્ષની હતી. લગ્ન વખતની ઉંમરનો ઉલ્લેખ મળતો નથી. માતાપિતાના સ્વર્ગવાસ બાદ વર્ધમાને ગૃહત્યાગની સંપૂર્ણ તૈયારી કરી લીધી હતી; પણ તેથી વડીલ બંધુને દુઃખ થતું જોઈને ગૃહજીવનનાં બે વર્ષ વધાર્યાં. પરંતુ, ઘરવાસ સ્વીકારવા છતાં ત્યાગના નિર્ધારને ટકાવી રાખવા, તેમણે બે વર્ષ ત્યાગીઓની જેમ જ જીવન વ્યતીત કર્યું.

**સાધકજીવન—**

ત્રીસ વર્ષના તરુણ ક્ષત્રિય પુત્ર વર્ધમાન જ્યારે ગૃહત્યાગ કરે છે, ત્યારે એમનું આંતરિક તેમ જ બાહ્ય બન્ને જીવન એકદમ બદલાઈ જાય છે. એ સુકુમાર રાજપુત્ર પોતાને હાથે જ પોતાના કેશનો લોચ કરે છે અને સર્વ વૈભવોને ત્યાગીને એકાકી જીવન અને લઘુતાનો સ્વીકાર કરે છે. તેની સાથોસાથ જ જીવનપર્યંત સામાયિકાચરિત્ર (આજીવન સમભાવથી રહેવાનો નિયમ) અંગીકાર કરે છે; અને એનું અણીશુદ્ધ પાલન કરવા ભીષણ પ્રતિજ્ઞા કરે છે કે—

"ભલે દેવો, મનુષ્યો કે તિર્યંચ જાતિ તરફથી ગમે તેવા પ્રકારનાં વિઘ્નો સંકટો આવે, એ બધાંને હું, બીજા કોઈની મદદ લીધા વિના, સમભાવપૂર્વક સહન કરીશ."

આ પ્રતિજ્ઞા પરથી કુમારના વીરત્વની અને તેના અણીશુદ્ધ પાલન પરથી તેના મહાન વીરત્વની આપણને પ્રતીતિ થાય છે. આથી જ તે સાધક જીવનમાં 'મહાવીર' તરીકે પંકાય છે. મહાવીરની સાધના સંબંધી આચારાંગમાં સચવાયેલ પ્રાચીન અને પ્રામાણિક વર્ણન ઉપરથી, એમના જીવનના જુદાજુદા પ્રસંગો ઉપરથી તથા આજ સુધી એમને નામે ચાલ્યા આવતા સંપ્રદાયની વિશેષતા ઉપરથી એ જાણવું મુશ્કેલ નથી કે મહાવીરને કયા તત્ત્વની સાધના કરવી હતી અને એને માટે એમણે મુખ્યત્વે કયાં સાધનોની પસંદગી કરી હતી. મહાવીર અહિંસા–તત્ત્વની સાધના કરવા ઇચ્છતા હતા. એને માટે એમણે સંયમ અને તપ એ બે સાધનો પસંદ કર્યાં હતાં. એમણે એમ વિચાર્યું કે દુનિયામાં બળવાન લોકો નિર્બળ પાસેથી એનાં સુખ અને સાધનોને એક લૂંટારાની જેમ છીનવી લે છે. આ લૂંટારુવૃત્તિનું મૂળ પોતે માનેલ સુખ વિશેના રાગમાં, ખાસ કરીને કયિક સુખશીલતામાં, છે. આ વૃત્તિ જ એવી છે કે એને લીધે શાંતિ અને સમભાવનું વાતાવરણ ક્ષુબ્ધ થયા વગર રહેતું નથી. પ્રત્યેક મનુષ્યને પોતાની સુખસગવડનું મૂલ્ય એટલું બધું જણાય છે કે જેથી કરીને તેને બીજા અનેક જીવધારીઓની સુખસગવડનું કંઈ જ મૂલ્ય નથી જણાતું. આથી દરેક મનુષ્ય એમ સાબિત કરવા પ્રયત્ન કરે છે કે જીવ જીવનું ભક્ષણ છે–"जीवो जीवस्य जीवनम्"; નિર્બળે બળવાનનું પોષણ કરીને પોતાની ઉપયોગિતા સાબિત કરવી જોઈએ. સુખ વિશેના રાગને કારણે જ બળવાન લોકો નિર્બળ પ્રાણીઓનું બલિદાન દઈને પોતાના પરલોકનો ઉત્કૃષ્ટ માર્ગ તૈયાર કરવાનો પ્રયત્ન કરે છે. આ રીતે સુખ વિશેની મિથ્યા ભાવના અને સંકુચિત વૃત્તિને લીધે જ વ્યક્તિઓ તેમજ સમૂહો વચ્ચે અંતર વધતું જાય છે,

દુશ્મનાવટનો પાયો નંખાય છે અને એના પરિણામરૂપે નિર્બળ બળવાન બનીને બદલો લેવાનો નિશ્ચય તથા પ્રયત્ન કરે છે અને બદલો લે છે પણ ખરો. આ રીતે હિંસા અને પ્રતિહિંસાનું એવું મલિન વાતાવરણ તૈયાર થઈ જાય છે કે લોકો સંસારના સુખને જાતેજ નરકમાં ફેરવી નાખે છે. હિંસાના આ ભયાનક સ્વરૂપ ઉપર વિચાર કરતાં મહાવીરને અહિંસાતત્ત્વમાંજ સર્વ ધર્મો અને કર્તવ્યોનું તથા પ્રાણીમાત્રની શાંતિનું મૂળ જણાયું. તેમને સ્પષ્ટ દર્શન થયું કે જો અહિંસા-તત્ત્વને સિદ્ધ કરી શકાય તોજ જગતમાં સાચી શાંતિ સ્થાપી શકાય તેમ છે. આમ વિચારીને તેમણે કાયિક સુખની મમતાથી થતો વેરભાવ રોકવા તપ આરંભ્યું અને અધૈર્ય જેવા માનસિક દોષથી થનારી હિંસાને રોકવા માટે સંયમનું અવલંબન લીધું.

સંયમનો સંબંધ મુખ્યત્વે મન અને વચન સાથે હોવાથી તેમાં ધ્યાન અને મૌનનો સમાવેશ થાય છે. મહાવીરના સમગ્ર સાધક-જીવનમાં સંયમ અને તપ એ બે વસ્તુઓ જ મુખ્ય છે. અને એને સિદ્ધ કરવા માટે એમણે લગભગ ૧૨ વર્ષ સુધી જે પ્રયત્ન કર્યો અને તેમાં જે તત્પરતા અને અપ્રમાદ દાખવ્યાં, એવાં આજ સુધીની તપસ્યાના ઇતિહાસમાં કોઈ વ્યક્તિએ દાખવ્યાં હોય એમ જણાતું નથી. કેટલાક લોકો મહાવીરના તપને દેહ-દુઃખ અને દેહ-દમન કહીને તેની ઉપેક્ષા કરે છે, પરંતુ જો તેઓ સત્ય અને ન્યાય દૃષ્ટિએ મહાવીરના જીવન પર ઊંડો વિચાર કરશે તો એ જરૂર જણાઈ આવશે કે મહાવીરનું તપ એ કેવળ શુષ્ક દેહ-દમન નહોતું. તેઓ સંયમ અને તપ એ બંને ઉપર સરખો ભાર મૂકતા. તેઓ જાણતા હતા કે જો તપને અભાવે સહનશીલતા ઓછી થઈ જાય તો બીજાની સુખસગવડને ભોગે પણ પોતાની સુખસગવડ વધારવાની લાલસા વધશે અને પરિણામે સંયમ રહેવા પામશે નહિ. એ જ રીતે સંયમ વિનાનું કેવળ તપ પણ પરાધીન પ્રાણી પર અનિચ્છાપૂર્વક આવી પડેલા દેહકષ્ટની જેમ નિરર્થક છે.

સંયમ અને તપની ઉત્કટતાને લીધે મહાવીર જેમ જેમ અહિંસા-તત્ત્વની વધુ ને વધુ નજીક પહોંચતા ગયા, તેમ તેમ તેમની ગંભીર શાંતિ વધવા લાગી અને એનો પ્રભાવ આસપાસનાં પ્રાણીઓ પર આપમેળે જ પડવા લાગ્યો. માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે, એક વ્યક્તિમાં ઉત્કટ બનેલી વૃત્તિનો પ્રભાવ જાણેઅજાણે પણ આસપાસની વ્યક્તિઓ પર પડ્યા વિના રહેતો નથી.

આ સાધકજીવનમાં એક ઉલ્લેખનીય પ્રસંગ બને છે. તે એ કે મહાવીરની સાધના સાથે ગોશાલક નામની એક વ્યક્તિ લગભગ ૬ વર્ષ વ્યતીત કરે છે અને પછી એમને છોડીને ચાલી જાય છે. આગળ જતાં એ મહાવીરનો પ્રતિપક્ષી બને છે અને આજીવક સંપ્રદાયનો નાયક બને છે. બંને કયા હેતુથી સાથે રહ્યા અને કયા હેતુથી છૂટા પડ્યા, એ કહેવું આજે કઠણ છે, પરંતુ એક પ્રસિદ્ધ આજીવક સંપ્રદાયના નાયક અને તપસ્વી મહાવીરનું લાંબા વખતનું સાહચર્ય સત્યશોધકોને માટે અર્થસૂચક તો અવશ્ય છે. ૧૨ વર્ષની કઠોર અને દીર્ઘ સાધના બાદ જ્યારે મહાવીરને પોતાના અહિંસા-તત્ત્વની સિદ્ધિની પૂર્ણ પ્રતીતિ થાય છે, ત્યારે તેઓ પોતાનો જીવનક્રમ બદલે છે. અહિંસાનો સાર્વભૌમ ધર્મ એ દીર્ઘ તપસ્વીમાં ઓતપ્રોત થઈ ગયો હતો. હવે એમના સાર્વજનિક જીવનથી કેટલાય ભવ્ય આત્માઓનું પરિવર્તન થવાનો પૂરેપૂરો સંભવ હતો. મગધ અને વિદેહનું પહેલાંનું મલિન વાતાવરણ ધીમે ધીમે શુદ્ધ થતું જતું હતું, કારણ કે તે વખતે ત્યાંના અનેક તપસ્વીઓ અને વિચારકો લોક-હિતની આકાંક્ષાથી પ્રકાશમાં આવવા લાગ્યા હતા. બરાબર આ જ વખતે દીર્ઘતપસ્વી પણ પ્રકાશમાં આવ્યા.

ઉપદેશકજીવન—

શ્રવણ ભગવાનનું ૪૩ થી ૭૨ વર્ષ સુધીનું આ દીર્ઘ જીવન

સાર્વજનિક સેવામાં પસાર થાય છે. આ કાળ દરમ્યાન તેમનાં મુખ્ય કામો નીચે મુજબ ગણાવી શકાય :—

(૧) નાત-જાતનો જરા પણ ભેદભાવ રાખ્યા સિવાય સૌને માટે—શૂદ્રોને માટે પણ—ભિક્ષુપદ અને ગુરુપદનો માર્ગ ખુલ્લો કરવો. શ્રેષ્ઠતા નક્કી કરવામાં જન્મનું નહિ પણ ગુણનું અને ગુણોમાં પણ પવિત્ર જીવનનું મહત્ત્વ સ્થાપવું.

(૨) પુરુષોની જેમ સ્ત્રીઓના વિકાસ માટે પણ એમની પૂર્ણ સ્વતંત્રતાનો સ્વીકાર કરવો તથા વિદ્યા તેમ જ આચાર બંને માટે સ્ત્રીઓની સંપૂર્ણ યોગ્યતાને માન્ય રાખવી. એમને માટે ગુરુપદનો આધ્યાત્મિક માર્ગ મોકળો કરવો.

(૩) તત્ત્વજ્ઞાન અને આચારનો ઉપદેશ લોકભાષામાં આપીને કેવળ વિદ્વદ્ગમ્ય સંસ્કૃત ભાષાનો મોહ ઘટાડવો અને યોગ્ય અધિકારીને જ્ઞાનપ્રાપ્તિ કરવામાં ભાષાના અંતરાયને દૂર કરવો.

(૪) ઐહિક અને પારલૌકિક સુખને માટે થતા યજ્ઞાદિ કર્મકાંડોને સ્થાને સંયમ અને તપસ્યાના સ્વાવલંબી અને પુરુષાર્થ-પ્રધાન માર્ગનું મહત્ત્વ સ્થાપવું અને અહિંસાધર્મ વિશે પ્રીતિ ઉત્પન્ન કરવી.

(૫) ત્યાગ અને તપસ્યાને નામે વ્યવહારાતા રૂઢ શિથિલાચારોને સ્થાને સાચા ત્યાગની અને સાચી તપસ્યાની પ્રતિષ્ઠા કરીને ભોગને બદલે યોગના મહત્ત્વનું વાતાવરણ ચોપાસ ઊભું કરવું.

શ્રમણ ભગવાનના શિષ્યોના ત્યાગી અને ગૃહસ્થ એ બે વર્ગ હતા. તેમના ત્યાગી ભિક્ષુક શિષ્યો ૧૪૦૦૦ અને ભિક્ષુક શિષ્યાઓ ૩૬૦૦૦ હોવાનો ઉલ્લેખ મળે છે. એ ઉપરાંત, લાખો ગૃહસ્થ-શિષ્યો હોવાનો ઉલ્લેખ પણ મળે છે. ત્યાગી અને ગૃહસ્થ, એ બંને વર્ગોમાં ચારે વર્ણનાં સ્ત્રીપુરુષોનો સમાવેશ થતો હતો. ઇન્દ્રભૂતિ વગેરે ૧૧ ગણધર બ્રાહ્મણ હતા. ઉદાયી, મેઘકુમાર જેવા અનેક ક્ષત્રિયો

એક પ્રશ્ન થઇ શકે અને તે એ કે મૂળમાં જ વસુદેવ, કૃષ્ણ આદિની કથા જૈન ગ્રન્થોમાં હોય અને પછી તે બ્રાહ્મણપુરાણોમાં જુદા રૂપમાં કેમ ઢળાઈ ન હોય?

પરંતુ જૈન આગમો અને બીજા કથાગ્રન્થોમાં જે કૃષ્ણ, પાંડવ આદિનું વર્ણન છે, તેનું સ્વરૂપ, શૈલી આદિ જોતાં એ તર્કને અવકાશ રહેતો નથી; તેથી વિચારતાં ચોખ્ખું લાગે છે કે જ્યારે પ્રજામાં કૃષ્ણની પૂજા-પ્રતિષ્ઠા થઈ અને તેને લગતું સાહિત્ય ખૂબ રચાયું, તેમ જ લોકપ્રિય થયું ગયું, ત્યારે સમયસૂચક જૈન લેખકોએ પણ રામચંદ્રની પેઠે કૃષ્ણને પણ અપનાવ્યા અને પુરાણગત કૃષ્ણવર્ણનના જૈન દૃષ્ટિએ દેખાતા હિંસાના વિષને ઉતારી તેનો જૈન સંસ્કૃતિ પ્રમાણે મેળ બેસાડ્યો અને તેમાં અહિંસાની દૃષ્ટિએ લખાતા કથાસાહિત્યનો વિકાસ સાધ્યો.

જ્યારે કૃષ્ણજીવનના તોફાની અને શૃંગારી પ્રસંગો પ્રજામાં લોકપ્રિય થતા ગયા, ત્યારે એ જ પ્રસંગો એક બાજુએ જૈન સાહિત્યમાં પરિવર્તન સાથે સ્થાન પામતા ગયા, અને બીજી બાજુ તે પરાક્રમપ્રધાન અદ્દભુત પ્રસંગોની મહાવીરજીવનવર્ણન ઉપર અસર થતી ગઈ હોય એવો વિશેષ સંભવ છે. અને તેથી જ, આપણે જોઈએ છીએ કે, પુરાણોમાં કૃષ્ણના જન્મ, બાળક્રીડા અને યૌવનવિહાર આદિ પ્રસંગે માનુષી કે અમાનુષી અસુરોએ કરેલા ઉપદ્રવો અને ઉત્પાતોનું જે અસ્વાભાવિક વર્ણન છે અને તે ઉત્પાતોના કૃષ્ણે કરેલ નિવારણનું અસ્વાભાવિક છતાં માત્ર મનોરંજક જે વર્ણન છે, તે જ અસ્વાભાવિક છતાં લોકમાનસમાં ઊંડે સુધી ઊતરી ગયેલ વર્ણન અહિંસા અને ત્યાગની ભાવનાવાળા જૈન ગ્રન્થકારોને હાથે યોગ્ય સંસ્કાર પામી મહાવીરના જન્મ, બાળક્રીડા અને જુવાનીની સાધનાવસ્થાને પ્રસંગે દેવકૃત વિવિધ ઘટના તરીકે સ્થાન પામે છે, અને પૌરાણિક વર્ણનની વિશેષ અસ્વભાવિકતા તથા અસંગતિ દૂર કરવાનો જૈન ગ્રન્થકારોનો પ્રયત્ન

હોવા છતાં તત્કાલીન લોકમાનસ પ્રમાણે મહાવીરના જીવનમાં સ્થાન પામેલ પૌરાણિક ઘટનાઓના વર્ણનમાં એક જાતની અમુક અંશે અસ્વભાવિકતા અને અસંગતિ રહી જ જાય છે.

### ૩. કથાગ્રંથોનાં સાધનોનું પૃથક્કરણ અને તેનું ઔચિત્ય

હવે આપણે 'લોકોમાં ધર્મભાવના જાગ્રત રાખવા તેમ જ સમ્પ્રદાયના પાયા મજબૂત કરવા તે વખતે મુખ્યપણે કઈ જાતના સાધનનો ઉપયોગ કથાગ્રન્થોમાં કે જીવનવૃત્તાન્તોમાં થતો, તેનું પૃથક્કરણ કરવું અને તેનું ઔચિત્ય વિચારવું'—આ ત્રીજા દૃષ્ટિબિન્દુ ઉપર આવીએ છીએ.

ઉપર જે કાંઈ વિવેચના કરવામાં આવી છે, તે શરૂઆતમાં કોઈ પણ અતિશ્રદ્ધાળુ સામ્પ્રદાયિક ભક્તને આઘાત પહોંચાડે એ દેખીતું છે. કારણ એ છે કે સાધારણ ઉપાસક અને ભક્ત જનતાની પોતાના પૂજ્ય પુરુષ તરફની શ્રદ્ધા બુદ્ધિશોધિત કે તર્કપરિમાર્જિત નથી હોતી. એવી જનતાને મન શાસ્ત્રમાં લખાયેલ દરેક અક્ષર ત્રૈકાલિક સત્યરૂપ હોય છે અને વધારામાં જ્યારે એ શાસ્ત્રને ત્યાગી ગુરુ કે વિદ્વાન પંડિત વાંચે કે સમજાવે છે ત્યારે તો એ ભોળી જનતાના મન ઉપર શાસ્ત્રના અક્ષરાર્થના યથાર્થપણાની છાપ વજ્રલેપ જેવી થઈ જાય છે. આવી સ્થિતિમાં શાસ્ત્રીય વર્ણનોની પરીક્ષા કરવાનું કામ અને પરીક્ષાપૂર્વક તેને સમજાવવાનું કામ ઘણું જ અઘરું થઈ જાય છે. તે વિશિષ્ટ વર્ગના લોકોના ગળે ઊતરતાં પણ લાંબો વખત લે છે અને ઘણા ભોગો માગે છે. આવી સ્થિતિ માત્ર જૈન સમ્પ્રદાયની જ નથી, પણ દુનિયા ઉપરના દરેક સમ્પ્રદાયની લગભગ એક જ જેવી સ્થિતિનો ઇતિહાસ આપણી સામે છે.

આ યુગ વિજ્ઞાનનો છે. એમાં દૈવી ચમત્કારો અને અસંગત કલ્પનાઓ પ્રતિષ્ઠા પામી શકે નહિ. એટલે અત્યારની દૃષ્ટિએ પ્રાચીન મહાપુરુષોનાં ચમત્કારપ્રધાન જીવન વાંચીએ ત્યારે તેમાં ઘણું અસંબદ્ધ અને કાલ્પનિક દેખાય એ તદ્દન સ્વાભાવિક છે. પરંતુ જે યુગમાં એ

વૃત્તાન્તો લખાયાં, જે લોકોએ લખ્યાં, જે લોકો વાસ્તે લખ્યાં અને જે ઉદ્દેશથી લખ્યાં, તે યુગમાં આપણે દાખલ થઈ તે લખનાર અને સાંભળનારનું માનસ તપાસી, તેમના લખવાના ઉદ્દેશનો વિચાર કરી, ગંભીરપણે જોઈએ તો આપણને ચોખ્ખું દેખાશે કે એ પ્રાચીન અને મધ્યયુગમાં મહાન પુરુષોનાં જીવનવૃત્તાન્તો જે રીતે આલેખાયેલાં છે, તે જ રીત તે વખતે કારગત હતી. આદર્શ ગમે તેવો ઉચ્ચ હોય, અને તેને કોઈ અસાધારણ વ્યક્તિએ બુદ્ધિશુદ્ધ કરી જીવનગમ્ય કર્યો હોય, છતાં સાધારણ લોકો એ અતિ સૂક્ષ્મ અને અતિ ઉચ્ચ આદર્શને બુદ્ધિગમ્ય કરી શકતા નથી અને છતાં સૌની એ આદર્શ તરફ ભક્તિ હોય છે: સૌ એને ઇચ્છે છે અને પૂજે છે.

આવી સ્થિતિ હોવાથી સાધારણ લોકોની એ આદર્શ પ્રત્યેની ભક્તિ અથવા તો ધર્મભાવના જાગ્રત રાખવાને સ્થૂળ માર્ગ સ્વીકારવો પડે છે; જેવું લોકમાનસ તેવી કલ્પના કરી તેમના સામે એ આદર્શ મૂકવો પડે છે. લોકોનું મન સ્થૂળ હોઈ ચમત્કારપ્રિય હોય, અને દેવદાનવોના પ્રતાપની વાસનાવાળું હોય, ત્યારે તેમની સામે સૂક્ષ્મ અને શુદ્ધતર આદર્શને પણ ચમત્કાર અને દૈવી પાસનાં વાઘાં પહેરાવીને મૂકવામાં આવે તો જ સાધારણ લોકોને સાંભળવો ગમે અને તેમને ગળે ઊતરે. આ કારણથી તે યુગમાં ધર્મભાવના જાગ્રત રાખવા તે વખતના શાસ્ત્રકારોએ મુખ્યપણે ચમત્કારો અને અદ્દ્ભુતતાઓનાં વર્ણનનો આશ્રય લીધેલો છે. વળી, પોતાની જ પડોશમાં ચાલતા અન્ય સમ્પ્રદાયોમાં જ્યારે દેવતાઈ વાતો અને ચમત્કારી પ્રસંગોની ભરમાર હોય, ત્યારે પોતાના સમ્પ્રદાયના લોકોને તે તરફ જતાં અટકાવી પોતાના સમ્પ્રદાય તરફ આકર્ષી રાખવાનો માર્ગ એક જ હોય છે અને તે એ કે તેણે પણ પોતાના સમ્પ્રદાયના પાયા ટકાવી રાખવા માટે બીજા વિરોધી અને પાડોશી સમ્પ્રદાયમાં ચાલતી આકર્ષક વાતો જેવી વાતો અથવા તેથી વધારે સારી વાતો ગોઠી, લખી લોકો સામે રજૂ કરવી. આ રીતે પ્રાચીન અને મધ્યયુગમાં જેમ ધર્મભાવના જાગ્રત

રાખવાની દૃષ્ટિએ તેમ સમ્પ્રદાયના પાયા મજબૂત કરવાની દૃષ્ટિએ પણ મુખ્યપણે મન્ત્ર-તન્ત્ર, જડી-બુટ્ટી, દૈવી ચમત્કાર ઇત્યાદિ ધર્મતત્ત્વની સાથે અસંગત એવાં સાધનોનો ઉપયોગ થતો.

ગાંધીજી ઉપવાસ કે અનશન આદરે છે. દુનિયાની મોટામાં મોટી શહેનશાહતના સૂત્રધારો વિચારમાં પડે છે, ગાંધીજીને જેલમાંથી મુક્ત કરે છે; ફરી પકડે છે. વળી ફરી ઉપવાસ શરૂ થતાં છોડી દે છે. આખા દેશમાં જ્યાં જ્યાં ગાંધીજી જાય છે, ત્યાં ત્યાં જનસમુદ્રમાં ભરતીનું મોજું આવે છે. કોઈ તેમનો અતિ વિરોધી પણ જ્યારે તેમની સામે જાય છે, ત્યારે એક વાર તો તે મનોમુગ્ધ થઈ ગર્વગલિત થઈ જાય છે. આ બધી વાસ્તવિક વસ્તુ છે, સ્વાભાવિક છે અને મનુષ્યબુદ્ધિગમ્ય છે. પરંતુ આ યુગમાં આ બધી વસ્તુને જો કોઈ દૈવી બનાવ તરીકે વર્ણવે, તો તે વસ્તુને જેમ કોઈ બુદ્ધિમાન સાંભળે કે સ્વીકારે પણ નહિ, તેમ આ યુગમાં તેની જે ખરી કિંમત અંકાય છે તે પણ ઊડી જાય. આ યુગબળનો એટલે વૈજ્ઞાનિક યુગનો પ્રભાવ છે; આ બળ પ્રાચીન કે મધ્યયુગમાં ન હતું. તેથી તેમાં આવી જ કોઈ સ્વાભાવિક વસ્તુને જ્યાં સુધી દૈવી પાસ કે ચમત્કારોનો પાસ લગાડવામાં ન આવે, ત્યાં સુધી તે લોકોમાં પ્રચાર પામી શકે નહિ: બે યુગ વચ્ચેનું આ ચોખ્ખું અંતર છે; એ સમજીને આપણે પ્રાચીન અને મધ્યકાલીન યુગની વાર્તાઓ અને જીવનવૃત્તાન્તોનો વિચાર કરવો ઘટે છે.

ત્યારે હવે છેવટે સવાલ એ થાય છે કે શાસ્ત્રમાંની ચમત્કારી અને દૈવી ઘટનાઓને અત્યારે કેવા અર્થમાં સમજવી કે વાંચવી? જવાબ સ્પષ્ટ છે અને તે એ કે કોઈ પણ મહાન પુરુષના જીવનમાં સાચું અને માનવા જેવું તત્ત્વ તો 'શુદ્ધબુદ્ધિવાળો પુરુષાર્થ' એ હોય છે. આ તત્ત્વને લોકો સામે મૂકવા માટે શાસ્ત્રલેખકો વિવિધ કલ્પનાઓ પણ યોજે છે. ધર્મવીર મહાવીર હો કે કર્મવીર કૃષ્ણ, પણ એ બન્નેનાં જીવનમાંથી લોકોને શીખવવાનું તત્ત્વ તો એ જ હોય

બન્ને એક જ આચરણગત સત્યની જુદી જુદી બાજુઓ છે: એમાં ભેદ છે, પણ વિરોધ નથી.

દુન્યવી પ્રવૃત્તિ છોડવા સાથે ભોગવાસનામાંથી ચિત્તની નિવૃત્તિ સિદ્ધ કરી પછી એ નિવૃત્તિ દ્વારા જ લોકકલ્યાણ માટે પ્રયત્ન કરવો, એટલે કે જીવનધારણ માટે જરૂરી પણ લૌકિક એવી પ્રવૃત્તિઓની વ્યવસ્થાનો ભાર લોકો ઉપર જ છોડી દઈ માત્ર એ પ્રવૃત્તિમાંના કલેશકંકાસકારી અસંયમરૂપ વિષને જ નિવારવા લોકો સામે પોતાના સમગ્ર જીવન દ્વારા પદાર્થપાઠ રજૂ કરવો, તે શુદ્ધ ધર્મ.

અને દુન્યવી બધી પ્રવૃત્તિમાં રહ્યા છતાં, તેમાં નિષ્કામપણું કે નિર્લેપપણું કેળવી, તેવી પ્રવૃત્તિના સામંજસ્ય દ્વારા લોકોને યોગ્ય રસ્તે દોરવા પ્રયત્ન કરવો, એટલે કે જીવન માટે અતિ આવશ્યક પ્રવૃત્તિઓમાં ડગલે ને પગલે આવતી અથડામણીઓ નિવારવા લોકો સામે પોતાના સમગ્ર જીવન દ્વારા લૌકિક પ્રવૃત્તિઓનો પણ નિર્લેપપણે પદાર્થપાઠ રજૂ કરવો તે શુદ્ધ કર્મ.

અહીં એક સત્ય તે લોકકલ્યાણની વૃત્તિ છે. તેને સિદ્ધ કરવાના બે માર્ગો, તે ઉક્ત એક જ સત્યની ધર્મ અને કર્મરૂપ બે બાજુઓ છે. સાચા ધર્મમાં માત્ર નિવૃત્તિ નથી હોતી, પરંતુ એમાં પ્રવૃત્તિ પણ હોય છે. સાચા કર્મમાં માત્ર પ્રવૃત્તિ નથી હોતી, પરંતુ એમાં નિવૃત્તિ પણ હોય છે. બન્નેમાં બન્ને તત્ત્વો છતાં ગૌણમુખ્યપણાનું તેમ જ પ્રકૃતિભેદનું અંતર છે. તેથી એ બન્ને રીતે સ્વ તથા પરકલ્યાણરૂપ અખંડ સત્ય સાધવું શક્ય છે. આમ હોવા છતાં ધર્મ અને કર્મના નામે જુદા જુદા વિરોધી સમ્પ્રદાયો કેમ સ્થપાયા, એ એક કોયડો છે; પણ આ સામ્પ્રદાયિક માનસનું જો આપણે વિશ્લેષણ કરીએ તો એ અકળ દેખાતો કોયડો આપોઆપ ઉકેલાઈ જાય છે.

સ્થૂળ અને સાધારણ લોકો કોઈ પણ આદર્શની ઉપાસના કરતા હોય છે ત્યારે, સામાન્ય રીતે, તેઓ એ આદર્શના એકાદ અંશને અથવા ઉપરના ખોળિયાને વળગી તેને જ પૂરો આદર્શ માની લેમે

છે. આવી મનોદશા હોવાને લીધે ધર્મવીરના ઉપાસકો ધર્મનો અર્થ માત્ર નિવૃત્તિ સમજી તેની ઉપાસનામાં પડી ગયા અને પોતાના ચિત્તમાં પ્રવૃત્તિના સંસ્કારો પોષવા છતાં પ્રવૃત્તિ–અંશને વિરોધી સમજી પોતાના ધર્મરૂપ આદર્શમાંથી તેને અલગ રાખવાની ભાવના સેવવા લાગ્યા. બીજી બાજુ કર્મવીરના ભક્તો કર્મનો અર્થ માત્ર પ્રવૃત્તિ કરી તેને જ પોતાનો પૂરો આદર્શ માની બેઠા અને એ પ્રવૃત્તિ સાથે સાંકળવા જોઈતા નિવૃત્તિતત્ત્વને બાજુએ મૂકી માત્ર પ્રવૃત્તિને જ કર્મ માની બેઠા. આ રીતે ધર્મ અને કર્મ બન્ને આદર્શોના ઉપાસકો તદ્દન વિરોધી એવા સામસામેના છેડે જઈને બેઠા અને પછી એકબીજાના આદર્શને અધૂરો કે અવ્યવહાર્ય કે હાનિકારક બતાવવા લાગ્યા. આ રીતે સામ્પ્રદાયિક માનસ એવું તો વિરુદ્ધ સંસ્કારોથી ઘડાઈ ગયું કે તેઓને માટે ધર્મ અને કર્મ એ એક જ સત્યની બે અવિરોધી બાજુઓ છે, એ વસ્તુ સમજમાં આવવાનું અશક્ય બની ગયું અને પરિણામે આપણે ધર્મવીર મહાવીર અને કર્મવીર કૃષ્ણના પંથમાં પરસ્પર વિરોધ, અણગમો અને ઉદાસીનતા જોઈએ છીએ.

જો વિશ્વમાં સત્ય એક જ હોય અને તે સત્ય સિદ્ધ કરવાનો માર્ગ એક જ ન હોય તો ભિન્ન ભિન્ન માર્ગે એ સત્ય સુધી કેવી રીતે પહોંચી શકાય એ સમજવા માટે વિરોધી અને ભિન્ન ભિન્ન દેખાતા માર્ગોનો ઉદાર અને વ્યાપક દૃષ્ટિએ સમન્વય કરવો, એ કોઈ પણ ધાર્મિક અને પ્રતિભાશાળી પુરુષ માટે આવશ્યક કર્તવ્ય છે. અનેકાન્તવાદની ઉત્પત્તિ ખરી રીતે આવી જ વિશ્વવ્યાપી ભાવના અને દૃષ્ટિમાંથી થયેલી છે અને તેને એવી રીતે જ ઘટાવી શકાય.

આ સ્થળે એક ધર્મવીર અને એક કર્મવીરના જીવનની કેટલીક ઘટનાઓની સરખામણીના સાધારણ વિચારમાંથી જો આપણે ધર્મ અને કર્મ એ બન્નેના વ્યાપક અર્થનો વિચાર કરી શકીએ તો આ ચર્ચા શબ્દપટુ પંડિતોનો માત્ર વિનોદ ન બનતાં રાષ્ટ્ર અને વિશ્વની એકતામાં ઉપયોગી થશે. —'જૈન પ્રકાશ', ચૈત્ર, ૧૯૯૦

૬

# ભગવાન મહાવીર

## [ એમના જીવનને સ્પર્શતી વિવિધ ભૂમિકાઓ ]

લગભગ બધા જ જૈનો ભગવાન મહાવીરની જીવનકથાથી ઓછેવત્તે અંશે પરિચિત હોય જ છે. પજુસણના દિવસોમાં આપણે એ કથા વાંચતા-સાંભળતા આવ્યા છીએ, અને ધારીએ ત્યારે એ વિષયને લગતું સાહિત્ય મેળવી તે જીવનકથાને વાંચી પણ શકીએ છીએ. તેથી હું આજના સાંવત્સરિક ધર્મપર્વને દિવસે ભગવાનના જીવનની સળંગ કથા અગર તેમની અમુક ઘટનાઓ સંભળાવવાની પુનરુક્તિ નથી કરતો. તેમ છતાં હું એવું કાંઈક કહેવા માગું છું કે જેનાથી ભગવાનના વાસ્તવિક જીવનનો પરિચય સાધવાની દિશામાં જ આપણે આગળ વધી શકીએ, અને એકસરખી રીતે મહાવીરના જ અનુયાયી ગણાતા વર્ગમાં તેમના જીવન વિશે જે જે પરસ્પરવિરુદ્ધ એવી અનેક કલ્પનાઓ પ્રવર્તે છે, તેમ જ ઘણીવાર એ કલ્પનાઓ અથડામણનું રૂપ ધારણ કરી સમ્પ્રદાયભેદમાં પરિણામ પામે છે, તેનું અસલી કારણ સમજી શકીએ ને ગેરસમજ દૂર થવાથી ભગવાનના જીવનનું ઊંડું રહસ્ય પણ પામી શકીએ. હું જે કહેવા માગું છું તે સ્વાનુભવને આધારે જ. બીજા ભાઈઓ અને બહેનો એમાં પોતાનો અનુભવ મેળવી મારા કથન ઉપર વિચાર કરશે તો એકંદરે ભગવાનના જીવન વિશેની સમજણમાં વધારો જ થશે.

કોઈ એક વ્યક્તિ દૂરથી અમુક ચિત્રને જુએ, ત્યારે તેને તે ચિત્રનો ભાસ અમુક પ્રકારે થાય છે. તે જ જોનાર વ્યક્તિ વધારે

નજીક જઈ તે ચિત્રને જુએ, ત્યારે તેની દૃષ્ટિમર્યાદામાં ચિત્રનો ભાસ વધારે સ્પષ્ટતાથી ઊઠે છે; પણ જો તે જ વ્યક્તિ વધારે એકાગ્ર બની તે ચિત્રને હાથમાં લઈ વિશેષ બારીકાઈથી નિહાળે, તો તેને એની ખૂબીઓનું ઓર વધારે પ્રમાણમાં ભાન થાય છે. જેમ ચિત્ર વિશે તેમ મૂર્તિ વિશે પણ છે. કોઈ ભવ્ય મંદિરમાં ભગવાન મહાવીર જેવા ધર્મપુરુષની સુરેખ અને શાન્ત મૂર્તિ હોય. તેને જોનાર એક વ્યક્તિ મંદિરના ચોગાનમાં ઊભી હોય, બીજી રંગમંડપમાં ઊભી રહી નિહાળતી હોય અને ત્રીજી વ્યક્તિ ગર્ભગૃહમાં જઈ મૂર્તિને નિહાળતી હોય તો, બધાંની એકાગ્રતા અને શ્રદ્ધા સમાન હોવા છતાં, તેમની દૃષ્ટિમર્યાદામાં મૂર્તિનો પ્રતિભાસ ઓછેવત્તે અંશે ભિન્નભિન્ન પ્રકારનો જ હોવાનો.

ચિત્ર અને મૂર્તિના દાખલાને આપણે જીવનકથામાં લાગુ પાડી વિશ્લેષણ કરીએ તો મારો મૂળ મુદ્દો સ્પષ્ટ થશે. જેમાં ભગવાન મહાવીર જેવા ધર્મપુરુષનું જીવન વર્ણવાયેલું હોય તેવા કોઈ પણ એક કે વધારે પુસ્તકોને વાંચી–સાંભળીને આપણે તેમના જીવનનો પરિચય સાધીએ, ત્યારે મન ઉપર જીવનની છાપ એક પ્રકારની ઊઠે છે. બીજી વાર એ જ વાંચેલ જીવનના વિવિધ પ્રસંગો વિશે વધારે મનન કરીએ, અને તે વિશે ઊઠતા એકએક પ્રશ્નને તર્કબુદ્ધિથી તપાસીએ, ત્યારે પ્રથમ વાચન અને શ્રવણ દ્વારા પ્રાપ્ત કરેલ જીવનપરિચય ઘણી બાબતમાં નવું રૂપ ધારણ કરે છે. તે પરિચય પ્રથમના પરિચય કરતાં વધારે ઊંડો અને સચોટ બને છે. મનનની આ બીજી ભૂમિકા શ્રવણની પ્રથમ ભૂમિકામાં પડેલ અને પોષાયેલ શ્રદ્ધાસંસ્કારો સામે કેટલીક બાબતોમાં બંડ કરવાની પ્રેરણા પણ અર્પે છે. શ્રદ્ધા અને બુદ્ધિની અથડામણોના આવા દ્વંદ્વને પરિણામે જિજ્ઞાસુ એ દ્વંદ્વમાંથી મુક્ત થવા વધારે પ્રયત્ન કરે છે. તેને પરિણામે જિજ્ઞાસુ હવે તથ્યની શોધમાં ઊંડો ઊતરે છે. પ્રથમ તેણે એકાદ જે સર્વમાન્ય કે બહુમાન્ય જીવનકથા વાંચી–સાંભળીને શ્રદ્ધા પોષી હોય કે તેવા એકાદ જીવનકથાના પુસ્તક

ઉપરથી અનેકવિધ તર્કવિતર્ક કર્યા હોય, તે પુસ્તકનું મૂળ જાણવા જ હવે તે પ્રેરાય છે. તેને એમ થાય છે કે જે પુસ્તકને આધારે હું જીવન વિશે વિચારું છું, તે પુસ્તકમાં વર્ણવેલ પ્રસંગો અને બીના-ઓના મૂળ આધારો શા શા છે? કયા અસલી આધારો ઉપરથી એ જીવનકથા આલેખાઈ છે? આવી જિજ્ઞાસા તેને જીવનકથાની અસલી સામગ્રી શોધવા અને પ્રાપ્ત થતી સામગ્રીનું પરીક્ષણ કરવા પ્રેરે છે. આવા પરીક્ષણને પરિણામે જે જીવનકથા લાધે છે, જે ઇષ્ટ પુરુષનાં જીવનનો પરિચય પ્રાપ્ત થાય છે, તે પહેલી શ્રવણ અને બીજી મનન કે તર્કની ભૂમિકા વખતે પ્રાપ્ત થયેલ પરિચય કરતાં અનેકગણો વધારે વિશદ, સચોટ અને સપ્રમાણ હોય છે. સંશોધન કે નિદિધ્યાસનની આ ત્રીજી ભૂમિકા એ કાંઈ જીવનનું પૂરેપૂરું રહસ્ય પામવાની છેલ્લી ભૂમિકા નથી. એવી ભૂમિકા તો જુદી જ છે, જેને વિશે આપણે આગળ વિચારીશું.

મેં ભગવાન મહાવીરના જીવન વિશે કલ્પસૂત્ર જેવાં પુસ્તકો વાંચી તેમ જ સાંભળીને જન્મપ્રાપ્ત શ્રદ્ધા-સંસ્કારો પોષેલા. મારી એ શ્રદ્ધામાં ભગવાન સિવાય બીજા કોઈ પણ ધર્મપુરુષનું સ્થાન ન હતું. શ્રદ્ધાનો એ કાળ જેટલો નાનો અને સાંકડો, તેટલો જ તેમાં વિચારનો પ્રકાશ પણ થોડો હતો; પણ ધીરે ધીરે શ્રદ્ધાની એ ભૂમિકામાં પ્રશ્નો અને તર્કવિતર્કો રૂપે બુદ્ધિના ફણગા ફૂટ્યા. પ્રશ્ન થયો કે શું એક માતાના ગર્ભમાંથી બીજી માતાના ગર્ભમાં ભગવાનનું સંક્રમણ થયાની વાત સંભવિત હોઈ શકે? આવી પ્રશ્નાવલિ જેમ જેમ મોટી થતી ગઈ, તેમ તેમ તેની સામે શ્રદ્ધાએ પણ બંડ ઉઠાવ્યું. પરંતુ વિચાર અને તર્કના પ્રકાશે તેને લેશ પણ નમતું ન આપ્યું. આ ઉત્થાન-પતનના તુમુલ દ્વન્દ્વનું પરિણામ શુભ જ આવ્યું. હું હવે બુદ્ધ, રામ, કૃષ્ણ, ક્રાઈસ્ટ અને જરથુસ્ત જેવા ધર્મપુરુષો અને અન્ય સંતોનાં જીવનો પણ વાંચવા-સમજવા લાગ્યો. જોઉં છું તો એ બધાં જીવનોમાં ચમત્કારોના અલંકારોની કોઈ મર્યાદા ન જ હતી. દરેકના જીવનમાં

એકબીજાને આટે એવા અને ઘણે અંશે મળતા ચમત્કારો દેખાયા. હવે મનમાં થયું કે જીવનકથાનાં મૂળ જ તપાસવાં. ભગવાનના સાક્ષાત્ જીવન ઉપર અઢી હજાર વર્ષનો દુર્ભેદ્ય પડદો પડેલો જ છે. તો શું જે જીવન વર્ણવાયેલું મળે છે, તે પ્રમાણે પોતે કોઈને કહેલું કે બીજા નિકટવર્તી અંતેવાસીઓએ તેને નોંધી કે લખી રાખેલું, અગર યથાવત્ સ્મૃતિમાં રાખેલું?—આવા આવા પ્રશ્નોએ ભગવાનના જીવનની યથાર્થ ઝાંખી કરાવે એવા અનેક જૂના કહી શકાય તેવા ગ્રંથોના અધ્યયન તરફ મને વાળ્યો. એ જ રીતે બુદ્ધ અને રામ, કૃષ્ણ આદિ ધર્મપુરુષોનાં જીવનમૂળ જાણવા તરફ પણ વાળ્યો. પ્રાથમિક શ્રદ્ધા મને પોતાની પકડમાંથી છોડતી નહિ અને વિચારપ્રકાશ તેમ જ તટસ્થ નવું નવું અવલોકન, એ પણ પોતાનો પંજો ચલાવ્યે જ જતાં હતાં. આ ખેંચાખેંચે છેવટે તટસ્થતા અર્પી. જેને જૈન લોકો સામાયિક કહે છે, તેવું સામાયિક—સમત્વ મંથનકાળ દરમિયાન ઉદયમાં આવતું ગયું, અને એ સમત્વે એકાંગી શ્રદ્ધા અને એકાંગી બુદ્ધિને ન્યાય આપ્યો—કાબૂમાં આણ્યાં. એ સમત્વે મને સુઝાડ્યું કે ધર્મપુરુષના જીવનમાં જે જીવતોજાગતો ધર્મદેહ હોય છે તેને ચમત્કાર, અલંકારોનાં આવરણો સાથે લેવાદેવા શી? એ ધર્મદેહ તો ચમત્કારનાં આવરણો વિનાનો જ સ્વયંપ્રકાશ દિગમ્બર દેહ છે. પછી જોઉં છું તો બધા જ મહાપુરુષોના જીવનમાં દેખાતી અસંગતિઓ આપમેળે સરી જતી ભાસી. જોકે આ નિદિધ્યાસનની ત્રીજી ભૂમિકા હજી પૂરી થઈ નથી, તેમ છતાં એ ભૂમિકાએ અત્યાર લગીમાં અનેક પ્રકારનું સાહિત્યમંથન કરાવ્યું, અનેક જીવતા ધર્મપુરુષોનો સમાગમ કરાવ્યો અને ભારપૂર્વક કાંઈક કહી શકાય એવી મનઃસ્થિતિ પણ તૈયાર કરી. શ્રદ્ધા અને તર્કનાં એકાંગી વલણો બંધ પડ્યાં. સત્ય જાણવા અને પામવાની વૃત્તિ વધારે તીવ્ર બની.

આ ભૂમિકામાં હવે મને સમજાઈ ગયું કે એક જ મહાપુરુષના જીવન, જીવનના અમુક પ્રસંગો અને અમુક ઘટનાઓ પરત્વે શા

કારણથી જિજ્ઞાસુઓમાં મંતવ્યભેદ જન્મે છે અને શાને લીધે તેઓ એકમન થઈ શકતા નથી. જે જિજ્ઞાસુવર્ગ શ્રવણવાચનની આથમિક શ્રદ્ધા-ભૂમિકામાં હોય છે, તે દૂરથી ચિત્ર કે મૂર્તિ જોનાર જેવો શબ્દ-સ્પર્શી શ્રદ્ધાળુ હોય છે. તેને મન પ્રત્યેક શબ્દ યથાર્થ હકીકતનો બોધક હોય છે. તે શબ્દના વાચ્યાર્થની આગળ જઈ તેની સંગતિ-અસંગતિ વિશે વિચાર કરતો નથી, અને એ શાસ્ત્ર મિથ્યા ઠરે એવા મિથ્યા ભ્રમથી શ્રદ્ધાને બળે વિચારપ્રકાશનો વિરોધ કરે છે; તેનું દ્વાર જ બંધ કરવા મથે છે.

બીજો તર્કવાદી જિજ્ઞાસુવર્ગ મુખ્યપણે શબ્દના વાચ્યાર્થોની અસંગતિ ઉપર જ ધ્યાન આપે છે, અને એ દેખાતી અસંગતિઓની પાછળ રહેલ સંગતિઓની સાવ અવગણના કરી જીવનકથાને જ કલ્પિત માની બેસે છે. આમ અપરિમાર્જિત શ્રદ્ધા અને ઉપરછલ્લો તર્ક, એ બે જ અથડામણોનાં કારણો છે. સંશોધન અને નિદિધ્યાસનની ભૂમિકામાં આ કારણો નથી રહેતાં, તેથી મન સ્વસ્થપણે શ્રદ્ધા અને બુદ્ધિ બન્ને પાંખોનો આશ્રય લઈ સત્ય ભણી આગળ વધે છે.

ત્રીજી ભૂમિકામાં અત્યાર સુધી જે પ્રગતિ મારા મને સાધી છે, તે જોતાં તેમાં પહેલી અને બીજી ભૂમિકા અવિરોધપણે સમાઈ જાય છે. અત્યારે મારી સામે ભગવાન મહાવીરનું જે ચિત્ર કે જે મૂર્તિ ઉપસ્થિત છે, તેમાં તેમની જીવનકથામાં જન્મથી નિર્વાણ પર્યન્ત ડગલે ને પગલે ઉપસ્થિત થતા કરોડો દેવોની દેખીતી અસંગતિ તેમ જ ગર્ભાપહરણ જેવી અસંગતિ ગળી જાય છે. મારી સંશોધન-નિર્મિત કલ્પનાના મહાવીર કેવળ માનવકોટીના અને તે માનવતાની સામાન્ય ભૂમિકાને પુરુષાર્થબળે વટાવી ગયા હોઈ મહામાનવરૂપ છે. જેમ દરેક સમ્પ્રદાયના પ્રચારકો પોતપોતાના ઇષ્ટદેવને સાધારણ લોકોનાં ચિત્તમાં પ્રતિષ્ઠિત કરવા માટે તેઓને સરળતાથી સમજાય એવો દૈવી ચમત્કાર તેના જીવનમાં ગૂંથી કાઢે છે, તેમ જૈન સમ્પ્રદાયના આચાર્યો પણ કરે, તો એ માત્ર ચાલુ પ્રથાનું પ્રતિબિંબ

ગણાવું જોઈએ. લલિતવિસ્તર વગેરે ગ્રંથો બુદ્ધના જીવનમાં આવા જ ચમત્કારો વર્ણવે છે. હરિવંશ અને ભાગવત પણ કૃષ્ણના જીવનને આ જ રીતે આલેખે છે. બાઈબલ પણ દિવ્ય ચમત્કારોથી મુક્ત નથી. પણ મહાવીરના જીવનમાં દેવોની ઉપસ્થિતિનો અર્થ ઘટાવાતો હોય તો તે એક જ રીતે ઘટી શકે કે મહાવીરે સત્પુરુષાર્થ વડે પોતાના જીવનમાં માનવતાના આધ્યાત્મિક અનેક દિવ્ય સદ્ગુણોની વિભૂતિ પ્રાપ્ત કરી હતી. આવી સૂક્ષ્મ મનોગમ્ય વિભૂતિ સાધારણ લોકોના મનમાં ઠસાવવી હોય તો તે સ્થૂળ રૂપકો દ્વારા જ ઠસાવી શકાય. જ્યાં સ્વર્ગીય દેવોનું ઉચ્ચ સ્થાન જામેલું હોય, ત્યાં તેવા દેવોના રૂપક વડે જ દિવ્ય વિભૂતિ વર્ણવવાનો સંતોષ કેળવી શકાય. ગર્ભાપહરણના કિસ્સામાં પણ આવું જ કાંઈક રૂપક હોવાની કલ્પના થાય છે. કર્મકાંડની જટિલ અને સ્થિતિચુસ્ત સનાતન પ્રથાના બ્રાહ્મણસુલભ સંસ્કારગર્ભમાંથી મહાવીરનું, કર્મકાંડભેદી ક્રાંતિકારક જ્ઞાન–તપોમાર્ગના ક્ષત્રિયસુલભ સંસ્કારગર્ભમાં અવતરણ થયું, એમ જ અર્થ ઘટાવવો રહ્યો. તે કાળે ગર્ભાપહરણની વાતને લોકો સહેલાઈથી સમજી લેતા ને ભક્તો શંકા ન ઉઠાવતા, એટલે ગર્ભાપહાર–રૂપકના વ્યાજથી સંસ્કારના ગર્ભનું સંક્રમણ વર્ણવ્યું છે, એમ માનવું રહ્યું. જન્મ લેતાવેંત અંગુષ્ઠમાત્રથી મહાવીર સુમેરુ જેવા પર્વતને કંપાવે, એ વાત કૃષ્ણના ગોવર્ધન–તોલનની વાતની પેઠે બિલકુલ હસી કાઢવા જેવી ખરી; પણ જો એને રૂપક માની અર્થ ઘટાવવામાં આવે તો એની પાછળનું રહસ્ય જરાય અસંગત નથી લાગતું. આધ્યાત્મિક સાધનાના જન્મમાં પ્રવેશ કરતાં જ પોતાની સામે ઉપસ્થિત એવા અને ભવિષ્યમાં ઉપસ્થિત થનાર એવા આંતરબાહ્ય પ્રત્યવાયો અને પરિષહોના સુમેરુને દૃઢ નિશ્ચયબળના અંગુષ્ઠમાત્રથી કંપાવ્યા, જીત્યા અને જીતવાનો નિરધાર કર્યો, એ જ એનું તાત્પર્ય લેવું જોઈએ. આવી બધી અસંગતિઓથી મુક્ત એવું જે ચિત્ર રજૂ થાય છે, તેમાં તો મહાવીર માત્ર કરુણા અને સત્પુરુષાર્થની મૂર્તિરૂપે જ દેખાય છે.

પ્રાચીનમાં પ્રાચીન કહી શકાય એવા જે આચારાંગમાં તેમના ઉદ્‌ગારો સચવાયા છે અને ભગવતી આદિ ગ્રન્થોમાં તેમના જે વિશ્વસનીય સંવાદો મળી આવે છે, તે બધા ઉપરથી મહાવીરનું ટૂંકું જીવન આ પ્રમાણે આલેખી શકાય :

તેમને વારસામાં જ ધર્મસંસ્કાર મળ્યા હતા અને છેક નાની ઉંમરથી જ નિર્ગ્રન્થ પરંપરાની અહિંસાવૃત્તિ તેમનામાં વિશેષ રૂપે આવિર્ભાવ પામી હતી. આ વૃત્તિને તેમણે એટલે સુધી વિકસાવી હતી કે તેઓ પોતાને નિમિત્તે કોઈના—સૂક્ષ્મ જંતુ સુધ્ધાંના—દુઃખમાં ઉમેરો ન થાય એ રીતે જીવન જીવવા મથ્યા. એ મંથને તેમને એવું અપરિગ્રહ વ્રત કરાવ્યું કે તેમાં કપડાં અગર ઘરનો આશ્રય સુધ્ધાં વર્જ્ય ગણાયો. મહાવીર, જ્યારે દેખો ત્યારે, એક જ વાત સંભળાવતા દેખાય છે કે "દુનિયામાત્ર દુઃખી છે. પોતાની સુખસગવડ માટે બીજાનું દુઃખ ન વધારો. બીજાના સુખમાં ભાગીદાર ન બનો, પણ બીજાનું દુ:ખ હળવું કરવા કે નિવારવા સતત પ્રયત્નશીલ રહો.' મહાવીર એકની એક, એ જ વાત અનેક રૂપે કહે છે. તેઓ પોતાના સંપર્કમાં આવનાર હરકોઈને કહે છે કે 'મન, વાણી અને દેહની એકતા સાધો. ત્રણેનું સંવાદી સંગીત પેદા કરો. જે વિચારો તે જ બોલો અને તે પ્રમાણે જ વર્તો, અને જે વિચારો તે પણ એવું કે તેમાં ક્ષુદ્રતા કે પામરતા ન હોય. પોતાના અંતરના શત્રુઓને જ શત્રુ લેખો અને તેને જીતવાની જ વીરતા બતાવો.' મહાવીર કહે છે કે 'જો એ બાબતમાં એક નિમેષમાત્રનો પ્રમાદ થશે તો જીવનનો મહામૂલો સદંશ-દિવ્ય અંશ—એળે જ જશે અને કદી નહિ લાધે.

મહાવીરે જે તત્ત્વજ્ઞાન વારસામાં મેળવેલું અને જે આચર્યું તે ટૂંકમાં એટલું જ છે કે જડ અને ચેતન એ તત્ત્વો મૂળથી જ જુદાં છે. દરેક બીજા ઉપર પ્રભાવ પાડવા મથે છે; તેને લીધે જ કર્મવાસનાની આસુરી વૃત્તિઓ અને ચેતના તેમ જ સત્પુરુષાર્થની

દૈવી વૃત્તિઓ વચ્ચે દેવાસુરસંગ્રામ સતત ચાલે છે. પણ છેવટે ચેતનાનું દૈવતું મક્કમ બળ જ જડ વાસનાના આંધળા બળને જીતી શકે. આ તત્ત્વજ્ઞાનની ઊંડાણમાં ઊંડી સમજણે તેમનામાં આધ્યાત્મિક સ્પંદન પેદા કર્યું હતું અને તેથી જ તેઓ માત્ર વીર ન રહેતાં મહાવીર બન્યા. એમના સમગ્ર ઉપદેશમાં આ મહાવીરતાની એક જ છાપ દેખાય છે.

એમની જાત કઈ હતી? એમનું જન્મસ્થાન ક્યાં હતું? માતાપિતા અને બીજા સ્નેહીઓ કોણ અને કેવાં હતાં? ગરીબ કે સમૃદ્ધ? આવા સ્થૂળ જીવનને લગતા પ્રશ્નો ઊઠવા સ્વાભાવિક છે. એમાં અનેક અતિશયોક્તિઓ હોવાની, રૂપકો આવવાનાં; પણ જીવનશુદ્ધિમાં અને માનવતાના ઉત્કર્ષમાં ઉપકારક થઈ શકે એવી તેમની જીવનરેખા તો ઉપર મેં જે આછીઆછી આલેખી તે જ છે. અને આજે હું મહાવીરના એ જ જીવનભાગ ઉપર ભાર આપવા ઇચ્છું છું, જેમાં આપણા જેવા અનુયાયી ગણાતા ભક્તો અને જિજ્ઞાસુઓની શ્રદ્ધા તેમ જ બુદ્ધિ બન્નેની કસોટી રહેલી છે. તેમનું આ જીવનદર્શન ત્રણે કાળમાં કદી જૂનું કે વાસી થનાર નથી. જેમ જેમ એનો ઉપયોગ કરતા જઈએ, તેમ તેમ એ જીવનના દરેક ક્ષેત્રમાં, નિત્યનૂતન અરુણોદયની પેઠે, પ્રકાશતું રહેવાનું અને સાચા સાથીનું કામ આપતું રહેવાનું.

એ બ્રાહ્મણક્ષત્રિયનો આચાર અહિંસાની પારમાર્થિક ભૂમિ ઉપર કેવી રીતે ઘડાયો હતો અને તેમનો વિચાર અનેકાન્તની સત્યદૃષ્ટિને કેવી રીતે સ્પર્શ કરતો હતો, એનું દૂબહૂ ચિત્ર પ્રાચીન આગમોમાં જોઈએ છીએ ત્યારે નતમસ્તક થઈ જવાય છે. મારમાર કરતો કોઈ પણ આવે તો તેની સામે મનથી પણ રોષ ન સેવવો, તેનું લેશ પણ અહિત ન ચિંતવવું, એ એમની અહિંસાની ખાસિયત છે. ગમે તેવાં વિરોધી દૃષ્ટિબિંદુઓ અને અભિપ્રાયોનો પ્રતિવાદ કરવા છતાં પણ

તેમાં રહેલા અનિ અલ્પ સત્યની માત્રાની જરા પણ ઉપેક્ષા કર્યા વિના જ મહાસત્યની સાધના પૂરી કરવી, એ એમના અનેકાન્તની ખાસિયત છે. મારા મન ઉપર, નિદિધ્યાસનની ત્રીજી ભૂમિકાને પરિણામે, મહાવીરનું જે ચિત્ર અંકિત થયું છે કે જે મૂર્તિ ઘડાઈ છે, તેની ભિત્તિ શ્રદ્ધા અને બુદ્ધિનો સમન્વય માત્ર છે. આ શ્રદ્ધાના ચોકાની સંકીર્ણતા સંશોધનને પરિણામે ભૂંસાઈ ગઈ. એનું વર્તુળ એટલું બધું વિસ્તર્યું છે કે હવે તેમાં જન્મગત સંસ્કાર પ્રમાણે માત્ર મહાવીરને જ સ્થાન નથી રહ્યું, પણ તેમાં મહાવીર ઉપરાંત તેમના પ્રતિસ્પર્ધી ગણાયેલ કે નહિ ગણાયેલ એવા દરેક ધર્મપુરુષ સ્થાન પામ્યા છે. આજે મારી શ્રદ્ધા કોઈ પણ ધર્મપુરુષનો બહિષ્કાર કરવા જેટલી સંકીર્ણ નથી રહી, અને બુદ્ધિ પણ કોઈ એક જ ધર્મપુરુષના જીવનની જિજ્ઞાસાથી કૃતાર્થતા નથી અનુભવતી. જે કારણે શ્રદ્ધા અને બુદ્ધિ મહાવીરની આસપાસ ગતિશીલ હતાં, તે જ કારણે તે બન્ને બુદ્ધ, કૃષ્ણ, ક્રાઈસ્ટ વગેરે અનેક અતીત સંતોની આસપાસ ગતિશીલ રહે છે. સંશોધન અને નિદિધ્યાસનની ભૂમિકાએ જ મારા મન ઉપર ગાંધીજીની વ્યાપક અહિંસા અને અનેકાન્તદૃષ્ટિની પ્રતિષ્ઠાને પૂરો અવકાશ આપ્યો છે. મને ગમે ત્યાંથી સદ્‌ગુણ જાણવા અને પામવાની પ્રેરણા મળે તો મહાવીરના જીવને જ અર્પી છે. આ ઉપરથી હું કહેવા એ ઇચ્છું છું કે કોઈ પણ મહાપુરુષના જીવનને માત્ર ઉપર ઉપરથી સાંભળી, તે ઉપર શ્રદ્ધા પોષવી અગર માત્ર તર્કબળથી તેની સમીક્ષા કરવી, એ જીવનવિકાસ માટે પૂરતું નથી. એ દિશામાં પ્રગતિ કરવા ઇચ્છનારે શ્રવણ–મનન ઉપરાંત નિદિધ્યાસન પણ કરવું આવશ્યક છે.

મારે કબૂલ કરવું જોઈએ કે સંશોધનકાર્યમાં ગમે તેટલો શ્રમ કર્યા છતાં હજી મારી એ ભૂમિકા સાવ અધૂરી જ છે. એનો પ્રદેશ વિસ્તૃત છે. એ અતિશ્રમ, અતિસમય, અતિએકાગ્રત અને અતિતટસ્થતાની અપેક્ષા રાખે છે. મારા મન ઉપર ઊઠેલી મહાવીરની છબી ગમે તેવી હોય, તોપણ તે છેવટે પરોક્ષ જ છે. જ્યાં લગી મહાવીરનું જીવન

જિવાય નહિ, એમની આધ્યાત્મિક સાધના સધાય નહિ, ત્યાં લગી એમના આધ્યાત્મિક જીવનનો સાક્ષાત્કાર, હજાર પ્રયત્ન કર્યાં છતાં પણ, સંશોધનની ભૂમિકા કદી કરાવી શકે નહિ: આ સત્ય હું જાણું છું અને તેથી જ નમ્ર બનું છું. પ્રથમ આપેલ ચિત્ર કે મૂર્તિના દાખલાનો આશ્રય લઈ સ્પષ્ટતા કરવી હોય તો એમ કહી શકાય કે ગમે તેટલો નજીક જઈ ચિત્ર કે મૂર્તિ જોનાર પણ છેવટે તો ચિત્રની રેખાકૃતિ અને રંગની ખૂબીઓ કે મૂર્તિગત શિલ્પવિધાનની ખૂબીઓ જ વધારે સારી રીતે સમજી શકે અને બહુ તો એ ખૂબીઓ દ્વારા વ્યક્ત થતા ભાવોનું સંવેદન કરી શકે. પણ તે દ્રષ્ટા જેનું મૂર્તિ કે ચિત્ર હોય તેના જીવનનો સાક્ષાત્ અનુભવ તો ત્યારે જ કરી શકે, જ્યારે તે એવું જીવન જીવે. સારામાં સારા કવિના મહાકાવ્યનું ગમે તેટલું આકલન કર્યા છતાં પણ કાવ્યવર્ણિત જીવન જીવ્યા સિવાય તેનો પરિચય પરોક્ષ કોટિનો જ રહે છે. એ જ રીતે ભગવાન મહાવીરે સિદ્ધ કરેલ આધ્યાત્મિક સાધનાની દિશામાં ગતિ કર્યા વિનાનો મારા જેવો માણસ મહાવીર વિશે જે કાંઈ કહે કે વિચારે તે પરોક્ષકોટિનું જ હોઈ શકે, એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

મારા આ વક્તવ્યથી આપ બધા સમજી શકશો કે એક જ મહાપુરુષના જીવનને પૂરી પાડનાર સમાન સામગ્રીનો ઉપયોગ કરનાર તત્ત્વો અને અનુયાયીઓ સુધ્ધાંમાં શા શા કારણે વિરોધી અભિપ્રાયો બંધાય છે અને એ જ સામગ્રીનો અમુક દૃષ્ટિથી ઉપયોગ કરવા જતાં અભિપ્રાયવિરોધ કેમ શમી જાય છે, તેમ જ જીવનના મૂળભૂત અને સર્વોત્તમ શ્રદ્ધા-બુદ્ધિના દિવ્ય અંશો કેવી રીતે પોતાની કલાપાંખ વિસ્તારે છે.

—અખંડ આનંદ, જૂન, ૧૯૪૮

૭

# ભગવાન મહાવીરનું જીવન

**[એક ઐતિહાસિક દૃષ્ટિપાત]**

**વીર-જયંતી** અને નિર્વાણતિથિ દર વરસે આવે છે. એ નિમિત્તે બધાં જૈન પત્રો ભગવાનના જીવન ઉપર કંઈક ને કંઈક લખવાનો પ્રયત્ન કરે છે. કોઈક કોઈક પત્ર તો મહાવીરાંક રૂપે ખાસ વિશેષ-અંક બહાર પાડવાની યોજના પણ કરે છે. આ ક્રમ છેલ્લાં ઘણાં વર્ષોથી, અન્ય સંપ્રદાયોની દેખાદેખીથી, જૈન પરંપરામાં પણ ચાલુ છે અને સંભવતઃ આગળ ઉપર પણ ચાલુ રહેશે.

સામયિક પત્ર-પત્રિકાઓ ઉપરાંત ભગવાનના જીવન વિશે નાનાં-મોટાં પુસ્તકો લખવાનો ક્રમ પણ એની માંગ મુજબ ચાલુ રહે છે. જૂના વખતથી આ વિષય ઉપર લખાતું આવ્યું છે. પ્રાકૃત અને સંસ્કૃત ભાષામાં જુદે જુદે વખતે, જુદે જુદે સ્થાને, જુદી જુદી દૃષ્ટિવાળા જુદા જુદા અનેક લેખકોએ ભગવાનનું જીવન લખ્યું છે અને તે મોટા પ્રમાણમાં મળે પણ છે. નવા યુગની છેલ્લી એક સદીમાં તો આ જીવન અનેક ભાષાઓમાં દેશી-વિદેશી, સાંપ્રદાયિક-અસાંપ્રદાયિક લેખકોને હાથે લખાયું છે. જર્મન, અંગ્રેજી, હિંદી, ગુજરાતી, બંગાળી અને મરાઠી વગેરે ભાષાઓમાં આ જીવન અંગેનાં નાનાં-મોટાં અનેક પુસ્તકો પ્રગટ થયાં છે અને એ મળે પણ છે. આ બધું હોવા છતાંય નવે વર્ષે નવી જયંતી કે નિર્વાણતિથિ નિમિત્તે મહાવીર-જીવન ઉપર કંઈક નવું લખવાની આગ્રહભરી માંગ થઈ રહી છે. આનું કારણ શું છે?—એ ખાસ સમજવાની વાત છે. આ કારણ સમજવાથી આપણને

એ બરાબર સમજાશે કે જૂના વખતથી તે આજ સુધી મહાવીર–જીવન અંગે મળતી આટલી લિખિત–મુદ્રિત સામગ્રી આપણી જિજ્ઞાસાને કેમ સંતુષ્ટ કરી શકતી નથી?

ભગવાન મહાવીર એક જ હતા. એમનું જે કંઈ જીવન હશે તે અમુક નિશ્ચિત રૂપનું જ હશે. તે અંગેની જે સામગ્રી અત્યારે શેષ રહી છે, તેનાથી વધુ સમર્થ સમકાલીન સામગ્રી અત્યારે મળવાનો કોઈ સંભવ નથી. જે સામગ્રી ઉપલબ્ધ છે, તેનો ઉપયોગ આજ સુધી લખાયેલાં જીવનોમાં થયો જ છે, તો પછી એવું નવું શું બાકી રહે છે, જેની માંગ દર સાલ જયંતી કે નિર્વાણતિથિ પ્રસંગે ચાલુ જ રહે છે, અને ખાસ કરીને સંપૂર્ણ મહાવીરજીવન અંગેના પુસ્તકની માંગ તો સદા માટે ચાલુ જ હોય છે? આ પ્રશ્નો એવા છે કે જેનો વાસ્તવિક જવાબ સમજ્યા વગર મહાવીર–જીવન પર કંઈ વિચારવું, લખવું યા એવા જીવનની લેખકો પાસેથી માગણી કરવી, એ કેવળ વાર્ષિક જયંતી–કાલીન વ્યસન જ ગણાશે; અથવા તો માત્ર પુનરાવૃત્તિનું ચક્ર જ બનશે, જેનાથી આપણે બચવું જોઈએ.

જૂના વખતથી તે આજ સુધીનાં બધાં જ જીવનવિષયક પુસ્તકો અને નાના–મોટા લેખોમોટે ભાગે સાંપ્રદાયિક ભક્તોને હાથે જ લખાયેલાં છે—જેમ રામ, કૃષ્ણ, ક્રાઈસ્ટ, મહમ્મદ વગેરે પુરુષો વિષે તે તે સંપ્રદાયના વિદ્વાનો અને ભક્તોએ લખ્યું છે તેમ. હા, થોડાક લેખો અને ગણ્યાંગાંઠ્યાં પુસ્તકો અસાંપ્રદાયિક જૈનેતર વિદ્વાનોને હાથે પણ લખાયાં છે ખરાં. આ બંને પ્રકારના જીવન–લેખોમાં જેમ એક ખાસ ગુણ છે, તેમ એક ખાસ ત્રુટી પણ છે. ખાસ ગુણ તો એ કે સાંપ્રદાયિક વિદ્વાનો અને ભક્તો દ્વારા જે કંઈ લખાયું છે, તેમાં પરંપરાગત અનેક સાચી બાબતો પણ સરળ રીતે આવી ગઈ છે, જે અસાંપ્રદાયિક અને દૂરવર્તી વિદ્વાનો દ્વારા લખાયેલા જીવન–લેખોમાં ક્યારેક ક્યારેક આવતી નથી. પરંતુ ત્રુટી—અને તે બહુ મોટી ત્રુટી—એ છે,

કે સાંપ્રદાયિક વિદ્વાનો અને ભક્તોની દૃષ્ટિ હંમેશાં એવી રહી છે કે ગમે તેમ કરીને પોતાના ઇષ્ટ દેવ સહુથી ઊંચા અને અસાધારણ દેખાય એવી રીતે એમને ચીતરવા. બધા સંપ્રદાયોમાં જોવા મળતી આ અતિશયોક્તિભરી સાંપ્રદાયિક દૃષ્ટિને લીધે મહાવીર, માનવ મટીને કલ્પિત દેવ બની ગયા છે—જેમ કે બૌદ્ધ પરંપરામાં બુદ્ધ, પૌરાણિક પરંપરામાં રામ-કૃષ્ણ અને ક્રિશ્ચિયાનિટીમાં ક્રાઇસ્ટ માનવ મટીને દેવ કે દેવાંશ બની ગયા છે.

આ યુગની ખાસ વિશેષતા વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દૃષ્ટિ છે. વિજ્ઞાન અને ઇતિહાસ સત્યનાં ઉપાસક છે. તે સત્યની તોલે બીજી બધી વસ્તુઓને નકામી માને છે. આ સત્યશોધક વૃત્તિ જ વિજ્ઞાન અને ઇતિહાસની પ્રતિષ્ઠાનો આધાર છે. આથી આ બંનેની લોકોનાં મન ઉપર એટલી બધી અસરકારક છાપ પડી છે કે તેઓ વૈજ્ઞાનિક દૃષ્ટિએ અપ્રમાણિક અને ઇતિહાસથી અસિદ્ધ એવી કોઈ બાબતને માનવા તૈયાર નથી. એટલે સુધી કે હજારો વર્ષોથી ચાલી આવતી અને માનસમાં સ્થિર થયેલી પ્રાણપ્રિય માન્યતાઓને પણ (જો તે વિજ્ઞાન અને ઇતિહાસથી વિરુદ્ધ હોય તો) છોડતાં તેઓ સંકોચ અનુભવતા નથી, ઊલટું એમ કરવામાં તેઓ પોતાની કૃતાર્થતા માને છે. વર્તમાન યુગ ભૂતકાળના જ્ઞાનના વારસાનો થોડે અંશે પણ નાશ કરવા માગતો નથી. તેના એક અંશને તે પ્રાણથી પણ અધિક ગણે છે; પરંતુ સાથોસાથ તે એ વારસાના, વિજ્ઞાન અને ઇતિહાસ દ્વારા અસિદ્ધિ થયેલા અંશને એક ક્ષણ પણ માનવા તૈયાર નથી. નવા યુગના આ લક્ષણને લીધે વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ છે. મહાવીર-જીવન અંગે લેખ, પુસ્તક વગેરે ગમે તેટલી સામગ્રી તૈયાર હોય, છતાં આજનો જિજ્ઞાસુ તે સામગ્રીના મોટા ઢગમાત્રથી સંતુષ્ટ નથી; એ તો એ જોવા માગે છે કે આમાં કેટલું તર્કબુદ્ધિસિદ્ધ અને કેટલું ઇતિહાસસિદ્ધ છે? જ્યારે તે આ વૃત્તિથી આજ સુધીના મહાવીર-જીવન વિષયક લેખો વાંચે છે, વિચારે છે, ત્યારે તેને પૂરો સંતોષ થતો નથી. તે જુએ છે કે આમાં

સત્યની સાથે કલ્પિત પણ ઘણું ભળી ગયું છે. તે જો ભક્ત હોય તો કોઈ પણ રીતે પોતાનું મન મનાવી શકે છે; પણ તે બીજા તટસ્થ જિજ્ઞાસુઓનું પૂરું સમાધાન કરી શકતો નથી. વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દૃષ્ટિની અસર એટલી ઊંડી પડી છે કે ખુદ મહાવીરના પરંપરાગત અનુયાયીઓ માટે પણ પોતાની નવી પેઢીનું દરેક બાબતમાં સમાધાન કરવું મુશ્કેલ થઈ પડ્યું છે. આ એક જ કારણને લીધે ચારે બાજુએથી મહાવીરનું ઐતિહાસિક જીવન લખવાની માંગ થઈ રહી છે, અને ક્યાંક ક્યાંક તે માટે તૈયારીઓ પણ થઈ રહી છે.

આજનો કોઈ તટસ્થ લેખક ઐતિહાસિક દૃષ્ટિએ મહાવીર-જીવન લખે તો તે એ જ સામગ્રીને આધારે લખવાનો કે જે સામગ્રીને આધારે પહેલેથી આજ સુધીના લેખકોએ લખ્યું છે; આમાં જો કંઈ ફરક છે અથવા હોઈ શકે તો તે દૃષ્ટિબિંદુનો. દૃષ્ટિબિંદુ જ સત્યતા કે અસત્યતાનો એકમાત્ર પ્રાણ છે અને પ્રતિષ્ઠાનો આધાર છે. ઉદાહરણ તરીકે, મહાવીરનું બે માતા અને બે પિતાના પુત્ર તરીકે પ્રાચીન ગ્રંથોમાં વર્ણન છે. આને સાંપ્રદાયિક દૃષ્ટિ ધરાવનાર પણ લે છે અને ઐતિહાસિક દૃષ્ટિ ધરાવનાર પણ. પણ આ અસંગત અને અમાનવીય જણાતી ઘટનાનો ખુલાસો સાંપ્રદાયિક વ્યક્તિ એક રીતે કરે છે, ઐતિહાસિક વ્યક્તિ બીજી રીતે. હજારો વર્ષથી મનાતો આવતો એ અસંગતિનો સાંપ્રદાયિક ખુલાસો લોક-માનસમાં એવો ઘર કરી ગયો છે કે બીજો ખુલાસો સાંભળતાં જ એ માનસ ભડકી ઊઠે છે. છતાં પણ નવી ઐતિહાસિક દૃષ્ટિએ એવી સ્થિતિ ઊભી કરી છે કે એ ચિરપરિચિત ખુલાસાથી લોક-માનસનું અંતસ્તલ જરાય સંતોષાતું નથી. તે તો કોઈ નવો બુદ્ધિગમ્ય ખુલાસો મેળવવા માંગે છે અથવા એ બે માતા, બે પિતાની ઘટનાને જ અસંગત કહીને જીવનમાંથી સાવ દૂર કરવા માંગે છે. આ જ વાત તત્કાલ જન્મેલા બાળ-મહાવીરના અંગૂઠા દ્વારા મેરુ-કંપન વિશે યા ડગલે-પગલે મહાવીરની આસપાસ ઉપસ્થિત થતા લાખો-કરોડો

દેવ-દેવીઓના વર્ણન વિશે છે. તર્ક અને બુદ્ધિપૂર્વક માનવજીવન વિશે વિચાર કરનાર કોઈ પણ એવો નહિ હોય, જે એમ માનવા તૈયાર થાય કે તત્કાલ જન્મેલું એક બાળક કે મલ્લકુસ્તી કરી હોય તેવો જુવાન પોતાના અંગૂઠાથી પર્વત તો શું, એક મોટી શિલાને પણ કંપાવી શકે! કોઈ પણ ઇતિહાસકાર એમ માની શકે નહિ અને સાબિત કરી શકે નહિ કે દેવસૃષ્ટિ ક્યાંક દૂર વસે છે અને તેનાં દિવ્ય સત્ત્વો કોઈ તપસ્વીની સેવામાં સદા હાજર રહે છે. આ અને આના જેવી બીજી અનેક ઘટનાઓ મહાવીર-જીવનમાં અન્ય મહાપુરુષોનાં જીવનોમાં આવે છે તે રીતે જ આવે છે. જીવન લખતી વખતે સાંપ્રદાયિક વ્યક્તિ તે ઘટનાઓને ન તો છોડી શકે છે કે ન તો તેનો ચાલુ અર્થ કરતાં જુદો અર્થ ઘટાવી શકે છે. આ કારણે તે મહાવીરના જીવનને નવી પેઢી માટે પ્રતીતિકર બનાવી નથી શકતો. બીજી બાજુ ઐતિહાસિક દૃષ્ટિ ધરાવનાર વ્યક્તિ કેટલીયે અસંગત જણાતી પુરાણી ઘટનાઓને યા તો જીવનચરિત્રમાં સ્થાન જ નહીં આપે યા તો તેનો પ્રતીતિકર અર્થ ઘટાવશે, જેને સામાન્ય બુદ્ધિ પણ સમજી અને માની શકે. આટલી ચર્ચા ઉપરથી એ સારી રીતે જણાઈ આવે છે કે ઐતિહાસિક દૃષ્ટિ અસંગત જણાતી જીવન-ઘટનાઓને તેમની તેમ માનવા તૈયાર નથી; પણ તે તો તેમને બુદ્ધિ-ગ્રાહ્ય કસોટીથી કસીને સત્ય હકીકતની ભૂમિકાએ આણવાનો પ્રયત્ન કરશે. આ જ કારણે વર્તમાન યુગ એ જ જૂની સામગ્રીને આધારે, છતાં ઐતિહાસિક દૃષ્ટિએ લખાયેલા મહાવીર-જીવનને વાંચવા-સાંભળવા ઇચ્છે છે. આ જ સમયની માંગ છે.

મહાવીરના જીવનમાં આવતી જે ત્રણ અસંગત વાતોનો ઉલ્લેખ મેં કર્યો છે, તેનો ઐતિહાસિક ખુલાસો કેવી રીતે થાય, એ અહીં બતાવી દેવું જરૂરી છે.

**મહાવીરની માતા કોણ?**

માનવ-વંશના તો શું, પણ આખા પ્રાણી-વંશના ઇતિહાસમાં

આજ સુધી એવી કોઈ ઘટના બની હોવાનું જાણવા મળ્યું નથી, જેમાં એક સંતાનની બે જનક માતાઓ હોય. એક સંતાનના બે બે જનક પિતાઓ હોય એવી ઘટના કલ્પનાતીત નથી, પણ બે જનક માતાઓની ઘટના તો કલ્પનામાં આવવી પણ મુશ્કેલ છે. તે છતાં પણ જૈન આગમોમાં મહાવીરની જનક તરીકે બે માતાઓનું વર્ણન છે: એક તો ક્ષત્રિયાણી સિદ્ધાર્થપત્ની ત્રિશલા અને બીજી બ્રાહ્મણી ઋષભદત્તપત્ની દેવાનંદા. પહેલાં તો એક બાળકની બે જનનીઓ હોવાનું જ અસંભવિત છે; તેમાંયે વળી બંને જનનીઓ જુદા જુદા પુરુષોની પત્નીઓ તરીકે હોય, એ તો વળી તેથી પણ વધુ અસંભવિત છે. આગમના પ્રાચીન ભાગોમાં મહાવીરનાં જે નામો મળે છે, તેમાં એવું એકે નામ નથી, જે દેવાનંદા સાથે તેમના માતા-પુત્રના સંબંધને સૂચવતું હોય; છતાં ભગવતી[1] જેવા મહત્ત્વના આગમમાં જ, પોતાના મુખ્ય ગણધર ઇન્દ્રભૂતિને સંબોધીને, ખુદ ભગવાનને મુખે એમ કહેવડાવવામાં આવ્યું છે કે—આ દેવાનંદા મારી જનની છે, તેથી જ મને જોઈને એનાં સ્તનમાં દૂધ ઊભરાઈ આવ્યું છે અને હર્ષરોમાંચ થઈ રહ્યો છે. ભગવતીમાં[2] બીજી જગ્યાએ દેવોની ગર્ભાપહરણ-શક્તિનું મહાવીરે ઇન્દ્રભૂતિને લક્ષમાં રાખીને વર્ણન કર્યું છે, પણ ત્યાં એમણે પોતાના ગર્ભાપહરણનો કોઈ નિર્દેશ સુધ્ધાં નથી કર્યો. હા, મહાવીરના ગર્ભાપહરણનું વર્ણન આચારાંગના અંતિમ ભાગમાં છે, પરંતુ એ ભાગ, આચાર્ય હેમચંદ્રના કથન અનુસાર જ, ઓછામાં ઓછો મહાવીર બાદ બસો વર્ષ પછીનો તો છે જ. આવી સ્થિતિમાં કોઈ પણ સમજુ માણસના મનમાં એ પ્રશ્ન થયા વિના રહેશે નહિ કે જ્યારે એક સંતાનની એક માતા હોવી જ સંભવિત છે, તો જનની તરીકે મહાવીરની બે માતાઓનું વર્ણન શાસ્ત્રમાં આવ્યું કેવી રીતે? અને આ અસંગત જણાતી ઘટનાને સંગત

૧. ભગવતી શતક ૯, ઉદ્દેશ ૬.
૨. ભગવતી શતક ૫, ઉદ્દેશ ૪.

બનાવવા માટે, ગર્ભસંક્રમણ જેવા સાવ અશક્ય કાર્યને દેવના હસ્તક્ષેપથી શક્ય બનાવવાની કલ્પનાને પણ શાસ્ત્રમાં કેમ સ્થાન આપવામાં આવ્યું? આ પ્રશ્નના બીજા પણ જવાબ કે ખુલાસા હોઈ શકે છે; પણ મને જે ખુલાસા સંભવિત જણાય છે, તેમાંથી મુખ્ય આ છે :—

૧. મહાવીરની જનની તો બ્રાહ્મણી દેવાનંદા જ છે, ક્ષત્રિયાણી ત્રિશલા નહિ.

૨. ત્રિશલા જનની તો નથી, પણ તે ભગવાનને ખોળે લેનારી યા પોતાને ઘેર રાખીને પાલન–પોષણ કરનારી માતા અવશ્ય છે.

જો વાસ્તવિક રીતે આમ જ હોય તો પછી પરંપરામાં એ વાતનો વિપર્યાસ કેમ થયો અને શાસ્ત્રમાં જુદી વાત કેમ લખવામાં આવી?–એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે.

હું આ પ્રશ્નના બે ખુલાસા સૂચવું છું :—

૧. પહેલો તો એ કે ત્રિશલા સિદ્ધાર્થની એકમાત્ર પત્ની હશે, જેને પોતાનો કોઈ ઔરસ પુત્ર નહીં હોય. સ્ત્રીસુલભ પુત્રવાસનાને તેણે દેવાનંદાના ઔરસ પુત્રને અપનાવીને સંતોષી હશે. મહાવીરનાં રૂપ, શીલ અને સ્વભાવ એવાં આકર્ષક હોવાં જોઈએ કે જેને લીધે ત્રિશલાએ પોતાના જીવતાં તેમને તેમની સહજ વૃત્તિ અનુસાર દીક્ષા લેવાની અનુમતિ આપી નહીં હોય. ભગવાને પણ ત્રિશલાને અનુસરવાને પોતાનું કર્તવ્ય માન્યું હશે.

૨. બીજો સંભવ એ છે કે મહાવીર નાની વયથી તે કાળે બ્રાહ્મણપરંપરામાં અત્યંત રૂઢ હિંસક યજ્ઞ અને બીજા નિરર્થક ક્રિયાકાંડવાળા કુલધર્મથી વિરુદ્ધ સંસ્કાર ધરાવતા–ત્યાગીપ્રકૃતિના–હશે. તેમને નાની ઉંમરમાં જ કોઈ નિર્ગ્રંથ પરંપરાના ત્યાગી ભિક્ષુના સંસર્ગમાં આવવાનો અવસર મળ્યો હશે અને એ નિર્ગ્રંથ સંસ્કારથી સાહજિક ત્યાગવૃત્તિ પોષાઈ હશે.

મહાવીરના ત્યાગાભિમુખ સંસ્કારો, આશાસ્પદને યોગ્ય શુભ લક્ષણો અને નિર્ભયતા વગેરે ગુણો જોઈને તે નિર્ગ્રંથ ગુરુએ પોતાના પાકા અનુયાયી સિદ્ધાર્થ અને ત્રિશલાને ઘેર તેમને ઉછેર માટે રાખ્યા હશે, જેમ કે આચાર્ય હેમચન્દ્રને નાની ઉંમરથી જ ગુરુ દેવચન્દ્રે પોતાના ભક્ત ઉદયન મંત્રીને ઘેર ઉછેર માટે રાખ્યા હતા. મહાવીરના સદ્‌ગુણોથી ત્રિશલા એવી આકર્ષાઈ હશે કે તેણે એને પોતાનો જ દીકરો ગણીને ઉછેર્યો હશે. મહાવીરને પણ ત્રિશલાના સદ્‌ભાવ અને અને પ્રેમ વિશે એટલી બધી શ્રદ્ધા હશે કે જેથી તેઓ તેને પોતાની માતા જ માનતા અને કહેતા હશે. આ સંબંધ એવી રીતે વિકસ્યો કે જેથી ત્રિશલાએ મહાવીરના ત્યાગસંસ્કારોને પોષ્યા તો ખરા, પણ એમને પોતાના જીવતાં નિર્ગ્રંથ બનવાની અનુમતિ ન આપી. ભગવાન પણ માતાની ઇચ્છાને અનુસર્યા હશે. ખુલાસો ગમે તે હોય—દરેક પરિસ્થિતિમાં મહાવીર, ત્રિશલા અને દેવાનંદા પોતાના અરસપરસના સંબંધો તો જાણતાં જ હતા. બીજા લોકોમાંથી પણ કેટલાક આનાથી અજાણ નહોતા. આગળ ઉપર જ્યારે મહાવીર ઉગ્ર સાધના દ્વારા મહાપુરુષ બન્યા, ત્યારે ત્રિશલાનો સ્વર્ગવાસ થઈ ચૂક્યો હતો. મહાવીર પોતે સત્યવાદી સંત હતા તેથી, પ્રસંગ આવતાં, એમણે ખરી વાત ન જાણતા પોતાના શિષ્યોને પોતાની મૂળ માતા કોણ છે, એ વાત જણાવી દીધી. સાચી વાત જણાવવાનું નિમિત્ત એ કારણે ઉપસ્થિત થયું હોવું જોઈએ કે હવે ભગવાન એક સાધારણ વ્યક્તિ મટીને બહુ મોટા ધર્મસંઘના નાયક બની ગયા હતા અને આસપાસના લોકોમાં મુખ્યત્વે એ વાત જ પ્રચલિત હતી કે મહાવીર તો ત્રિશલાપુત્ર છે; જ્યારે થોડાક લોકો કહેતા હતા કે ના, મહાવીર તો દેવાનંદા બ્રાહ્મણીના પુત્ર છે. આ વિરોધી ચર્ચા જ્યારે ભગવાનને કાને પહોંચી, ત્યારે એમણે સાચી વાત કહી દીધી કે હું તો દેવાનંદાનો પુત્ર છું. ભગવાનનું આ જ કથન ભગવતીના નવમા શતકમાં સચવાયેલું છે. અને ત્રિશલાપુત્ર તરીકે તેમની જે લોકપ્રસિદ્ધ હતી તે આચારાંગના

પ્રથમ શ્રુતસ્કંધમાં સચવાયેલ છે. તે વખતે તો વિરોધનું સમાધાન પણ બરાબર થઈ ગયું : બન્ને પ્રચલિત વાતો પરંપરામાં સચવાઈ રહી, અને એક વાતનો એક આગમમાં તો બીજી વાતનો બીજા આગમમાં નિર્દેશ પણ થયો. મહાવીરના નિર્વાણ બાદ બસો–ચારસો વર્ષોમાં, જ્યારે સાધુસંઘમાં એક યા બીજા કારણે અનેક મતભેદ અને પક્ષભેદ થયા ત્યારે, આગમના પ્રામાણ્યનો પ્રશ્ન ઉપસ્થિત થયો. જેઓએ આચારાંગના પ્રથમ શ્રુતસ્કંધને તો પૂરા પ્રમાણ તરીકે માની લીધો, પણ બીજા આગમો વિશે સંશય દાખવ્યો, એ પરંપરામાં તો ભગવાનની એકમાત્ર ત્રિશલાપુત્ર તરીકે જ પ્રસિદ્ધિ રહી ગઈ, અને આગળ જઈને એણે દેવાનંદાના પુત્ર હોવાની વાતને સાવ કાલ્પનિક કહીને છોડી દીધી. આ જ પરંપરા આગળ જતાં દિગંબર પરંપરામાં સમાઈ ગઈ. પરંતુ જે પરંપરાએ આચારાંગના પ્રથમ શ્રુતસ્કંધની જેમ બીજા આગમોને પણ અક્ષરશઃ સત્ય માનીને પ્રમાણ તરીકે ગણી લીધા હતા, તેની સામે વિરોધ ઉપસ્થિત થયો, કારણ કે શાસ્ત્રોમાં કયાંક ભગવાનની માતા તરીકે ત્રિશલાનું તો કયાંક દેવાનંદાનું સૂચન હતું. એ પરંપરા માટે એક વાતનો સ્વીકાર કરવો અને બીજી વાતનો ઇનકાર કરવો, એ શકય જ નહોતું રહ્યું. આનું સમાધાન કેવી રીતે કરવું ?–એ પ્રશ્ન આચાર્યો સમક્ષ આવ્યો. ખરું રહસ્ય તો અનેક સદીઓના ગર્ભમાં છુપાઈ જ ગયું હતું.

વસુદેવની પત્ની દેવકીના ગર્ભને સાતમે મહિને દિવ્ય શક્તિથી બીજી પત્ની રોહિણીના ગર્ભમાં મૂકવામાં આવ્યો, એવી જે વાત સામાન્ય લોકોમાં અને પૌરાણિક આખ્યાનોમાં પ્રચલિત હતી, તેણે તથા દેવસૃષ્ટિની જૂની માન્યતાએ કોઈ વિચક્ષણ આચાર્યને નવી કલ્પના કરવા પ્રેર્યા કે જેમણે ગર્ભાપહરણની અદ્ભુત ઘટનાને એક આશ્ચર્ય કહીને શાસ્ત્રમાં સ્થાન આપી દીધું. પછી તો શાસ્ત્રના પ્રામાણ્યને અક્ષરશઃ માનનારા અનુયાયીઓને માટે કોઈ શંકા કે તર્કને માટે સ્થાન જ ન રહ્યું કે જેથી તેઓ ખરી વાત જાણવા માટે પ્રયત્ન

કરે. દેવની દરમ્યાનગીરીથી ગર્ભાપહરણની જે કલ્પના શાસ્ત્રારૂઢ થઈ ગઈ, તેની અસંગતતાને તો મહાવિદેહના સીમંધર સ્વામીની સાથે સંબંધ જોડીને દૂર કરવામાં આવી! આમ છતાં કર્મવાદ અનુસાર એ પ્રશ્ન તો હતો જ કે જ્યારે જૈન સિદ્ધાંત જન્મગત જાતિભેદ યા જાતિગત ઊંચ-નીચ ભાવને માન્ય રાખતો નથી, અને કેવળ ગુણકર્માનુસાર જ જાતિ-ભેદની કલ્પનાને માન્ય રાખે છે, તો પછી મહાવીરના બ્રાહ્મણત્વ પર ક્ષત્રિયત્વનું સ્થાપન કરવાનો આગ્રહ શા માટે રાખવો જોઈએ? જો બ્રાહ્મણ-કુળ તુચ્છ અને અનધિકારી જ હોત તો ઇન્દ્રભૂતિ વગેરે બધા બ્રાહ્મણ ગણધર બનીને કેવળી કેવી રીતે થયા? જો ક્ષત્રિયો જ ઊંચા કુળના હોય તો પછી મહાવીરના અનન્ય ભક્ત શ્રેણિક વગેરે ક્ષત્રિયો નરકમાં કેમ ગયા? એ તો સ્પષ્ટ છે કે જૈન સિદ્ધાંત આવી કોઈ જાતિગત ઊંચ-નીચતાની કલ્પનાને માન્ય નથી કરતો; પરંતુ જ્યારે ગર્ભાપહરણ દ્વારા ત્રિશલાપુત્ર તરીકે મહાવીરની ફેલાયેલી પ્રસિદ્ધિનું સમાધાન કરવાનો પ્રયત્ન થયો, ત્યારે બ્રાહ્મણકુળના તુચ્છત્વ આદિ દોષોની અસંગત કલ્પનાને પણ શાસ્ત્રમાં સ્થાન મળ્યું અને અસંગતતાને સંગત બનાવવાના કાલ્પનિક પ્રયત્નમાંથી મરીચિના જન્મમાં નીચગોત્ર બાંધવા સુધીની કલ્પના કથાશાસ્ત્રમાં આવી ગઈ. કોઈએ એ ન વિચાર્યું કે આ મિથ્યા કલ્પનાઓ ઉત્તરોત્તર કેટલી અસંગતતાઓને જન્માવતી જાય છે અને કર્મસિદ્ધાંતનું જ ખૂન કરે છે? મારી ઉપર મુજબની ધારણાથી વિરુદ્ધ, એવી દલીલ પણ કરી શકાય છે કે ભગવાનની માતા ત્રિશલા હોય અને દેવાનંદા એમની ધાત્રીમાતા હોય. આની સામે મારો જવાબ એ છે કે દેવાનંદા ધાત્રીમાતા હોત તો એને એ પ્રમાણે કહેવામાં કોઈ નાનપ ન હતી; ક્ષત્રિયને ઘેર ધાત્રીમાતા ગમે તે હોઈ શકે છે. દેવાનંદાનો ધાત્રીમાતા તરીકે સ્વાભાવિક ઉલ્લેખ ન કરતાં તેનો માત્ર માતા તરીકે નિર્દેશ કર્યો છે અને ગર્ભાપહરણની અસત્ કલ્પના કરવા સુધી જવું પડ્યું છે; ધાત્રીપક્ષમાં એવું કંઈ પણ કરવું ન પડત અને સહજ રીતે વર્ણન થઈ જાત.

સુમેરુકંપનની ઘટના

હવે આપણે સુમેરુકંપનની ઘટનાનો વિચાર કરીએ. એની અસંગતતા તો દેખીતી જ છે; છતાં આ ઘટના વાંચનારના મનમાં એ પ્રશ્ન ઉદ્ભવી શકે છે કે જો આગમોમાં ગર્ભાપહરણ જેવી ઘટનાએ મહાવીરના જીવનચરિત્રમાં સ્થાન મેળવ્યું છે, તો પછી જન્મ સમયે કરેલા સુમેરુ-કંપન જેવી અદ્‌ભુત ઘટનાને આગમોમાં સ્થાન કેમ નથી આપવામાં આવ્યું ? એટલું જ નહિ, બલ્કે આગમકાળથી અનેક સદીઓ બાદ રચાયેલી નિર્યુક્તિ અને ચૂર્ણિ, કે જેમાં ભગવાનના જીવનનો નિર્દેશ છે, તેમાં પણ એ ઘટનાનો કોઈ ઉલ્લેખ નથી. મહાવીર પછી ઓછામાં ઓછાં હજાર-બારસો વર્ષો સુધીમાં રચાયેલા અને સંગૃહીત થયેલા સાહિત્યમાં જે ઘટનાનો કોઈ ઉલ્લેખ નથી, તે એકાએક સૌપહેલાં 'પઉમચરિય' માં કેવી રીતે આવી ગઈ?-આ પ્રશ્ન ઓછો કુતૂહલવર્ધક નથી. આના ખુલાસા માટે જ્યારે આપણે આસપાસના સાહિત્યને જોઈએ છીએ, ત્યારે આપણને અમુક હદ સુધી સાચો જવાબ પણ મળી જાય છે.

વાલ્મીકિ રામાયણમાં બે પ્રસંગો છે: પહેલો પ્રસંગ યુદ્ધકાંડમાં અને બીજો ઉત્તરકાંડમાં આવે છે. યુદ્ધકાંડમાં હનુમાન આખું કૈલાસશિખર ઉપાડીને રણાંગણમાં, જ્યાં લક્ષ્મણ ઘાયલ થઈને પડ્યો હતો ત્યાં, લઈ જઈને મૂકે છે એવું વર્ણન છે; જ્યારે ઉત્તરકાંડમાં રાવણ આખા હિમાલયને હાથમાં તોળે છે તેનું, તથા મહાદેવ માત્ર અંગૂઠાથી રાવણના હાથમાં તોળાયેલા પર્વતને દબાવે છે તેનું, વર્ણન છે. આ રીતે હરિવંશ આદિ પ્રાચીન પુરાણોમાં કૃષ્ણ સાત દિવસ સુધી ગોવર્ધન પર્વતને ઉપાડી રાખે છે, એવું પણ વર્ણન છે. જ્યારે પુરાણકાર વ્યાસ, રામ અને કૃષ્ણ જેવા અવતારી પુરુષોની કથા સાંભળનારાઓનું મનોરંજન ઉક્ત પ્રકારની અદ્‌ભુત કલ્પનાઓથી કરતા હોય, ત્યારે એ વાતાવરણની વચ્ચે રહેનારા અને મહાવીરનું જીવન સંભળાવનારા જૈન

ગ્રંથકારો સ્થૂળ ભૂમિકાવાળા પેરું પ્રદેશો છે, જેનો સંબંધ મહા-
પુરાણકાર વ્યાસની જેમ જ કા છે. પરંપરાથી મળેલા તે તે
સ્વભાવને અનુરૂપ જ છે. હું માનુ ાખવામાં ઉપયોગી છે, કે જેનો
મહત્તાની સૂચક ઘટનાઓના વર્ણનની ન તથા ઉપદેશ સાથે તથા.
જીવન લખનારાઓએ સત્યાસત્યનો વિવેપરંપરા સાથે સંબંધ છે—
છે. આ દોષને લીધે જ સુમેરુકંપનનો ેઅને પરિવર્તિત અને
ચરિત્રમાં આવી ગયો છે. સામગ્રીના કોઈ પણ
દેવસૃષ્ટિ ાંત પણ જો કોઈ

ત્રીજી વાત દેવસૃષ્ટિની છે. શ્રમણ પરંપરામાં રેરો.
અને પુરુષાર્થનું જ મહત્ત્વ છે. બુદ્ધની જેમ મહાવીરનું ઐતિહાસિક ચરિત્ર-શુદ્ધિના અસાધારણ પુરુષાર્થમાં છે. પરંતુ જ્યારે ઉપર આધ્યાત્મિક ધર્મે સમાજનું રૂપ ધારણ કર્યું, અને તેમાં દેવ-દાનવ માનનારી જાતિઓ દાખલ થઈ, ત્યારે તેમના દેવવિષયક વહેમોની પુ અને પુષ્ટિ માટે કોઈ ને કોઈ રીતે માનવીય જીવનમાં દેવકૃત ચમત્કારોનું વર્ણન અનિવાર્ય થઈ ગયું; આ કારણે જ મહાવસ્તુ અને લલિતવિસ્તર જેવા ગ્રંથોમાં બુદ્ધની ગર્ભાવસ્થામાં તેમની સ્તુતિ કરવા માટે દેવગણ આવે છે અને લુંબિની વનમાં (જ્યાં બુદ્ધનો જન્મ થયો ત્યાં) દેવદેવીઓ જઈને પહેલેથી બધી તૈયારીઓ કરે છે. જે સ્થાનમાં આવા દૈવી ચમત્કારોથી ભરેલા ગ્રંથોનો પ્રચાર હોય, તે સ્થાનમાં રહેનારા મહાવીરના અનુયાયીઓ તેમના જીવનને દૈવી ચમત્કારો વગર સાંભળવાનું પસંદ કરે, એ સંભવિત જ નથી. મને લાગે છે કે, આ કારણે જ મહાવીરના આખા સહજ જીવનમાં દેવસૃષ્ટિની કલ્પિત છાંટ આવી ગઈ છે.

### સાંપ્રદાયિક અને ઐતિહાસિક દૃષ્ટિ વચ્ચે ફરક

પ્રાચીન ચરિત્ર-સામગ્રીનો ઉપયોગ કરવામાં સાંપ્રદાયિક અને ઐતિહાસિક દૃષ્ટિ વચ્ચે બીજો પણ એક મોટો ફરક છે, જેને લીધે સાંપ્ર-

**સુમેરુકંપનની ઘટના**

ારિત્ર સાર્વજનિક રીતે પ્રતિષ્ઠા

હવે આપણે સુમેરુકંપનની ઘટ—ીર જેવા આધ્યાત્મિક પુરુષને ગતના તો દેખીતી જ છે; છતાં ને તુચ્છ મતભેદોને તાત્ત્વિક અને પ્રશ્ન ઉદ્‌ભવી શકે છે કે જો ારકાઓમાં વહેંચાઈ ગયો છે. દરેક મહાવીરના જીવનચરિત્રમાં પ્રાચીન અને મૌલિક સાબિત કરવા માટે કરેલા સુમેરુ–કંપન જેઝ્રાતે મહાવીરની સાથે જોડવા માગે છે. પરિ- આપવામાં આવ્યું? ક પોતાની કોઈ માન્યતા જો કોઈ પણ રીતે બાદ રચાયેલી નિ સાથે બંધ બેસતી ન થાય તો તે ફિરકો, પોતાની નિર્દેશ છે, તેમ: જતા મહાવીર–જીવનના તે અંશનું નિરૂપણ કરતા ઓછામાં એ ભલે તે કેટલાય પ્રાચીન હોય છતાં) છોડી દે છે; જ્યારે હીન થયે.કાઓ પણ પોતપોતાની માન્યતા માટે એ જ જાતની ખેંચતાણ સોંપતે. પરિણામ એ આવે છે કે ચરિત્રની પ્રાચીન સામગ્રીનો ઉપયોગ કુ..માં પણ બધા જૈન સંપ્રદાયો એકમત નથી. ઇતિહાસકારનો પ્રશ્ન એવો નથી. તેને કોઈ પણ ફિરકા સાથે ખાસ સગપણ કે બિનસગપણ હોતું નથી; તે તો તટસ્થ ભાવે સઘળી ચરિત્રસામગ્રીનો ચરિત્ર લખવામાં વિવેકદૃષ્ટિએ ઉપયોગ કરે છે. તે ન તો કોઈ ફિરકાની ખુશામત કરે છે કે ન તો કોઈને નારાજ કરે છે. કોઈ ફિરકો તેની વાત માને યા ન માને, તે તો પોતાની વાત વિવેક, નિષ્પક્ષતા અને નિર્ભયતાથી કહેશે અને લખશે. આ રીતે ઇતિહાસકારનો પ્રયત્ન સત્યપરાયણ અને વ્યાપક બની જાય છે. આ જ કારણે નવો યુગ તેનો જ આદર કરે છે.

**ઐતિહાસિક સામગ્રી**

હવે આપણે સંક્ષેપમાં એ જોઈશું કે ઐતિહાસિક દૃષ્ટિએ મહાવીરચરિત્ર લખવાની સામગ્રી કઈ કઈ છે?

સામગ્રીના મુખ્ય ત્રણ સ્રોત છે: સાહિત્ય, ભૌગોલિક તથા પરંપરાગત આચાર અને જીવન. સાહિત્યમાં વૈદિક, બૌદ્ધ અને પ્રાચીન જૈન સાહિત્યનો સમાવેશ થાય છે. ભૌગોલિકમાં, ઉપલબ્ધ થતા તે તે

ભગવાનના જીવનના મુખ્ય બે અંશો છે: એક તો આત્મલક્ષી, જેમાં પોતાની આત્મ-શુદ્ધિ માટે ભગવાને કરેલા સઘળા પુરુષાર્થનો સમાવેશ થાય છે. બીજો અંશ એ છે, જેમાં ભગવાને પરલક્ષી આધ્યાત્મિક પ્રવૃત્તિ કરી છે. જીવનના પહેલા અંશનું સંપૂર્ણ વર્ણન તો ક્યાંય પણ લખેલું નથી મળતું, છતાં પણ તેનું થોડુંક પણ પ્રામાણિક અને અતિશયોક્તિ વગરનું પ્રાચીન વર્ણન સદ્ભાગ્યે આચારાંગ પ્રથમ શ્રુતસ્કંધના નવમા અધ્યયનમાં આજ સુધી સચવાયેલું છે. આથી વધુ પ્રાચીન અને વધુ પ્રામાણિક કોઈ વર્ણન જો કોઈએ લખ્યું હોય તો તે આજ સુધી સચવાયેલું નથી. તેથી પ્રત્યેક ઐતિહાસિક લેખકને ભગવાનની સાધનાકાળની સ્થિતિનું ચિત્રણ કરવામાં મુખ્યત્વે એ એક જ અધ્યયન ઉપયોગી થઈ શકે એમ છે. ભલે એ લેખક આ અધ્યયનમાં વર્ણવેલી સાધનાના સમર્થન માટે અન્ય અન્ય આગમિક ભાગોની સહાય લે, પરંતુ તેને ભગવાનની સાધના કેવી હતી તેનું વર્ણન કરવા માટે તો ઉક્ત અધ્યયનને જ કેન્દ્રસ્થાનમાં રાખવું પડશે.

જોકે વૈદિક પરંપરાના કોઈ પણ ગ્રંથમાં ભગવાનના નામનો પણ નિર્દેશ નથી, છતાં પણ જ્યાં સુધી આપણે પ્રાચીન[3] શતપથ આદિ બ્રાહ્મણગ્રંથ અને આપસ્તંબ, કાત્યાયન આદિ શ્રૌત-સૂત્રો ન જોઈએ, ત્યાં સુધી આપણે ભગવાનની ધાર્મિક પ્રવૃત્તિનું ન તો સાચું મૂલ્યાંકન કરી શકીએ, અને ન તો એવી પ્રવૃત્તિનું વર્ણન કરતા આગમિક ભાગોની પ્રાચીનતા અને મહત્તાને જ સમજી શકીએ.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના જીવનમાં વિવિધ યજ્ઞોનું ધર્મ રૂપે કેવું સ્થાન હતું, અને તેમાંના અનેક યજ્ઞોમાં ગાય, ઘોડા, ઘેટા, બકરા આદિ પશુઓ તથા મનુષ્ય સુધ્ધાંનો કેવો ધાર્મિક વધ થતો હતો, તથા

3. શતપથબ્રાહ્મણ કાં૦ ૩, અ૦ ૭, ૮, ૯; કાં૦ ૪, અ૦ ૬; કાં૦ ૫, અ૦ ૧, ૨, ૫; કાં૦ ૬, અ૦ ૨; કાં૦ ૧૧, અ૦ ૭, ૮; કાં૦ ૧૨, અ૦ ૭; કાં૦ ૧૩, અ૦ ૧, ૨, ૫ ઇત્યાદિ. કાત્યાયન શ્રૌતસૂત્ર-અચ્યુત ગ્રંથમાળા, ભૂમિકામાં આપેલ યજ્ઞોનું વર્ણન.

અતિથિ માટે પણ પ્રાણીઓનો વધ કેવો ધર્મ્ય મનાતો હતો, આ વાતની આજે—જ્યારે હજારો વર્ષ થયાં દેશના એક છેડાથી તે બીજા છેડા સુધી જૂની યજ્ઞપ્રથા જ બંધ થઈ ગઈ છે અને ક્યાંક ક્યાંક અને ક્યારેક ક્યારેક કોઈ યજ્ઞ કરે પણ છે ત્યારે તે યજ્ઞો સાવ અહિંસક હોય છે ત્યારે—કલ્પના પણ આવી શકતી નથી.

ધર્મરૂપે આવશ્યક કર્તવ્ય મનાતા પશુવધનો વિરોધ કરીને તેને જાહેર રીતે અટકાવવાનું કામ એ વખતે, આજકાલ કતલખાનાંમાં પશુવધ બંધ કરાવવાનું કામ જેટલું કઠણ છે, તેટલું કઠણ તો અવશ્ય હતું. ભગવાને પોતાના પૂર્વવર્તી અને સમકાલીન મહાન સંતોની જેમ આ કઠણ કામ કરવામાં કાંઈ બાકી રાખી નહોતી. ઉત્તરાધ્યયનના યજ્ઞીય અધ્યયનમાં જે યજ્ઞીય હિંસાનો આત્યંતિક વિરોધ છે, તે ભગવાનની ધાર્મિક પ્રવૃત્તિનો સૂચક છે. યજ્ઞીય હિંસાનો વિરોધ કરતી ભગવાનની ધાર્મિક પ્રવૃત્તિનું મહત્ત્વ અને તેની પછીના જમાના પર પડેલી અસર સમજવા માટે જીવન-ચરિત્ર લખનારે ઉપર સૂચવેલા વૈદિક ગ્રંથોનું અધ્યયન કરવું જ પડશે.

ધર્મના ક્ષેત્રમાં બ્રાહ્મણ આદિ ત્રણે વર્ણોનો એકસરખો જ આદર થતો. ત્રણે વર્ણ યજ્ઞના અધિકારી હતા. આથી, વર્ણનું જુદાપણું હોવા છતાં પણ, તેમની વચ્ચે સ્પૃશ્ય-અસ્પૃશ્યનો ભાવ નહોતો, પરંતુ મુશ્કેલ સવાલ તો શૂદ્રોનો હતો. ધર્મક્ષેત્રમાં પ્રવેશની વાત[૪] તો બાજુએ રહી, પણ એમનું દર્શન પણ કેવું અમંગળ ગણાતું હતું, એનું વર્ણન આપણને જૂના બ્રાહ્મણ-ગ્રંથોમાં સ્પષ્ટ મળે છે. શૂદ્રોને અસ્પૃશ્ય ગણવાનો ભાવ વૈદિક પરંપરામાં જેટલો ઊંડો હતો, તેટલો ઊંડો તો ધાર્મિક પશુવધનો ભાવ પણ નહોતો. એથી જ બુદ્ધ-મહાવીર જેવા સંતોના પ્રયત્નોથી ધાર્મિક પશુવધ તો બંધ થયો, પરંતુ, એમના હજાર પ્રયત્ન છતાં, અસ્પૃશ્યતાનો ભાવ એ જ જૂના

૪. શતપથબ્રાહ્મણ કાં૦ ૩, અ૦ ૧, બ્રા૦ ૧.

જમાનાની જેમ આજે પણ હયાત છે; એટલું જ નહિ, પરંતુ બ્રાહ્મણ-પરંપરામાં રૂઢ થયેલા જાતિગત અસ્પૃશ્યતાના ભાવની ખુદ મહાવીરના અનુયાયીઓ ઉપર પણ એવી અસર પડી કે જેથી, તેઓ મહાવીરની મહત્તા તો તેમના અસ્પૃશ્યતા-નિવારણ માટેના ધાર્મિક પ્રયત્નથી આંકે છે ને ગાય છે, છતાં તેઓ પોતે જ બ્રાહ્મણ-પરંપરાની અસર તળે આવીને શૂદ્રોની અસ્પૃશ્યતાને પોતાના જીવન-વ્યવહારમાં સ્થાન આપી રહ્યા છે. આવાં ઊંડાં મૂળ ઘાલી બેઠેલી સ્પૃશ્યાસ્પૃશ્યની ભાવનાને દૂર કરવા માટે ભગવાને, નિંદા-સ્તુતિની પરવા કર્યા વગર, ભગીરથ પુરુષાર્થ કર્યો હતો અને તે પણ ધાર્મિક ક્ષેત્રમાં. જ્યારે બ્રાહ્મણ-પરંપરા પોતાના સર્વશ્રેષ્ઠ યજ્ઞધર્મમાં શૂદ્રોનું દર્શન સુધ્ધાં સહન કરતી ન હતી ત્યારે, બુદ્ધ આદિ અન્ય સંતોની જેમ, મહાવીર ચાંડાલ જેવા અતિશૂદ્રોને પણ પોતાના સાધુસંઘમાં બ્રાહ્મણ આદિ અન્ય વર્ણો જેવું જ સ્થાન આપતા હતા. જેમ ગાંધીજીએ અસ્પૃશ્યતાને ધરમૂળથી ઉખાડી નાખવા માટે શૂદ્રોને ધર્મમંદિરમાં સ્થાન અપાવવાનો પ્રયત્ન કર્યો છે, તે જ રીતે મહાવીરે અસ્પૃશ્યતાને ઉખાડી નાખવા માટે શૂદ્રોને પોતાના મુખ્ય સાધુસંઘમાં સ્થાન આપ્યું. મહાવીર બાદ એવા કોઈ પણ જૈન આચાર્ય કે ગૃહસ્થનો ઇતિહાસ મળતો નથી, જેમાં તેણે અતિશૂદ્રોને સાધુસંઘમાં સ્થાન આપ્યું હોય એવો કોઈ પુરાવો હોય. બીજી બાજુ આખો જૈન સમાજ અસ્પૃશ્યતાની બાબતમાં બ્રાહ્મણ પરંપરાની અસરથી મુક્ત નથી. આવી સ્થિતિમાં ઉત્તરાધ્યયન જેવા પ્રાચીન ગ્રંથમાં એક ચાંડાલને જૈન દીક્ષા આપવાની જે ઘટના વર્ણવેલી છે,[૫] અને આગળના જૈન તર્કગ્રંથોમાં[૬] જાતિવાદનું જે જબ્બર ખંડન છે, તેનો શો અર્થ છે! —એવો પ્રશ્ન થયા વગર રહેતો નથી. આ પ્રશ્નનો એ સિવાય બીજો

---

૫. ઉત્તરાધ્યયન અધ્યયન ૧૨.

૬. સન્મતિટીકા પૃ૦ ૬૯૭; ન્યાયકુમુદચંદ્ર પૃ૦ ૭૬૭ ઇત્યાદિ.

કોઈ ખુલાસો જ નથી કે, ભગવાન મહાવીરે જાતિવાદનો[૭] જે સખત વિરોધ કર્યો હતો તે કોઈ ને કોઈ રૂપે જૂના આગમોમાં સચવાઈ રહ્યો છે. ભગવાને કરેલા જાતિવાદના આ વિરોધના તથા એ વિરોધનું સૂચન કરતા આગમિક ભાગોના મહત્ત્વનું સાચું મૂલ્યાંકન કરવું હોય તો ભગવાનનું જીવનચરિત્ર લખનારે જાતિવાદનું સમર્થન કરતા પ્રાચીન બ્રાહ્મણ-ગ્રંથો જોવા જ પડશે.

મહાવીરે સાવ નવી ધર્મ-પરંપરા શરૂ નથી કરી, પરંતુ એમણે પૂર્વવર્તી પાર્શ્વનાથની ધર્મ-પરંપરાને જ પુનરુજ્જીવિત કરી છે. એ પાર્શ્વનાથની પરંપરા કેવી હતી? તેનું શું નામ હતું? એમાં મહાવીરે શું સુધારો યા પરિવર્તન કર્યું? જૂની પરંપરાવાળાઓ સાથે સંઘર્ષ થયા બાદ તેમની સાથે મહાવીરના સુધારાનો કેવી રીતે સમન્વય થયો? મહાવીરનું પોતાનું વ્યક્તિત્વ મુખ્યત્વે શેના ઉપર આધારિત હતું? મહાવીરના મુખ્ય પ્રતિસ્પર્ધીઓ કોણ-કોણ હતા? તેમની સાથે કઈ કઈ બાબતોમાં મહાવીરનો મતભેદ હતો? મહાવીર આચારના કયા અંશ ઉપર વધુ ભાર મૂકતા હતા? કયા કયા રાજા-મહારાજાઓ વગેરે મહાવીરને માનતા હતા? મહાવીર કયા કુળમાં થયા?—વગેરે પ્રશ્નોના જવાબો કોઈ ને કોઈ રૂપે ભિન્ન ભિન્ન જૈન આગમ-ભાગોમાં સચવાયેલા છે. પરંતુ એ જવાબો ઐતિહાસિક જીવનચરિત્રના આધાર ત્યારે જ બની શકે, જ્યારે તેની સત્યતા અને પ્રાચીનતા બાહ્ય પુરાવાઓથી પણ સાબિત થાય. આ બાબતમાં બૌદ્ધ પિટકના જૂના અંશો સીધેસીધા જ ખૂબ મદદ કરે છે, કારણ કે જૈન આગમોમાં પાર્શ્વનાથના ચાતુર્યામ ધર્મનું જે રીતે વર્ણન[૮] છે, તે જ રીતે બૌદ્ધ-પિટકોમાં પણ ચાતુર્યામ નિર્ગ્રંથ ધર્મનો નિર્દેશ છે.[૯] આ બૌદ્ધ ઉલ્લેખ પરથી મહાવીરના પંચયામ ધર્મના સુધારાની જૈન શાસ્ત્રમાં

૭. ઉત્તરાધ્યયન અ૦ ૨૫, ગાથા ૩૩.
૮. ઉત્તરાધ્યયન અ૦ ૨૩; ભગવતી શતક ૨, ઉદ્દેશ ૫ ઇત્યાદિ.

વર્ણવેલી ઘટનાની ઐતિહાસિકતા સાબિત થઈ જાય છે. મહાવીર પોતે નગ્ન-અચેલ હતા, છતાં પણ તેઓ પરિમિત અને જીર્ણ વસ્ત્ર રાખનારા સાધુઓને પોતાના સંઘમાં સ્થાન આપતા હતા, એવું જે વર્ણન આચારાંગ-ઉત્તરાધ્યયનમાં છે, તેની ઐતિહાસિકતા પણ બૌદ્ધ ગ્રંથો પરથી સાબિત થઈ જાય છે; કારણ કે બૌદ્ધ ગ્રંથોમાં અચેલ અને એકસાટકધર[10] શ્રમણોનું જે વર્ણન છે, તે મહાવીરના અચેલ અને સચેલ સાધુઓને લાગુ પડે છે. જૈન આગમોમાં મહાવીરના કુળને જ્ઞાત કહેવામાં આવ્યું છે, બૌદ્ધ પિટકોમાં પણ એમનું તે જ કુળ[11] સૂચવેલું છે. મહાવીરના નામની સાથે નિર્ગ્રંથ વિશેષણ બૌદ્ધ ગ્રંથોમાં આવે છે, જે જૈન વર્ણનની સત્યતાને સાબિત કરે છે. શ્રેણિક વગેરે રાજા મહાવીરને માનતા હતા કે એમનો આદર કરતા હતા, એવું જૈન આગમોમાં જે વર્ણન છે, તે બૌદ્ધ પિટકોના વર્ણનથી પણ સાચું પુરવાર થાય છે. મહાવીરના વ્યક્તિત્વને સૂચવતું દીર્ઘ તપસ્યાનું જે વર્ણન જૈન આગમોમાં છે, તેની ઐતિહાસિકતા પણ બૌદ્ધ ગ્રંથોથી સાબિત થાય છે, કારણ કે ભગવાન મહાવીરના શિષ્યોનો દીર્ઘતપસ્વી રૂપે નિર્દેશ તેમાં આવે છે.[12] જૈન આગમોમાંથી મહાવીરના વિહારક્ષેત્રનો જે આભાસ મળે છે, તે બૌદ્ધ પિટકો સાથે સરખાવતાં સાચો ઠરે છે. જૈન આગમોમાં મહાવીરના મોટા પ્રતિસ્પર્ધી ગોશાલકનું જે વર્ણન છે, તે પણ બૌદ્ધ પિટકો સાથે

---

૧૦. અંગુત્તરનિકાય ભાગ ૧, ૧૫૧; ભાગ ૨, ૧૯૮; સુમંગલવિલાસિની પૃ૦ ૧૪૪.

૧૧. દીઘનિકાય-સામઞ્ઞફલસુત્ત.

૧૨. જેવી તપસ્યા એમણે પોતે કરી, એવી જ તપસ્યાનો ઉપદેશ એમણે પોતાના શિષ્યોને આપ્યો હતો. તેથી જ એમના શિષ્યોને બૌદ્ધ ગ્રંથોમાં જે દીર્ઘતપસ્વી વિશેષણ આપવામાં આવ્યું છે, તે ઉપરથી ભગવાન પણ દીર્ઘતપસ્વી હતા, એમ સૂચિત થાય છે. જુઓ, મજ્ઝિમનિકાય, ઉપાલિસુત્ત ૫૬.

